૭૮૬.

# विजय पताका.

# પીરાણા "સતપંથ" હિન્દુ ધર્મવિજય પતાકા.

શ્રુતી–यदा यदाहि धर्मस्य ग्लानि र्भवति भारत ।
अभ्युत्थान मधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

'ગમે તો ગુણોરહિત પોતાનો કુલધર્મ હોય તો પણ
તેને વેદમાં કલ્યાણકર ગણેલો છે.'

રચનાર–કંટ્રાકટર પેથાભાઇ રામજીભાઇ.
માનકુવા (પ્રાંત કચ્છ)

છપાવી પ્રસિદ્ધ કરનાર.
કંટ્રાકટર જીવરાજ વસ્તાભાઇ.
માનકુવા (પ્રાંત કચ્છ)

મળવાનું ઠેકાણું:—પીરાણા, જીલ્લે–અમદાવાદ.

પીરાણાપંથી કુલધર્મ વિરોધી યુવક ભાઇઓની
'સંપૂર્ણ સમજ માટે.'

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.
આવૃત્તિ ૧ લી] કીંમત ૦–૬–૦. [પ્રત ૧૦૦૦.

શ્રીકુલધર્મ રક્ષક નૃસિંહઃ વિજયતે સદા.

# પીરાણા "સતપંથ" હિન્દુ ધર્મ વિજય પતાકા.

। सत्यमेव जयते नानृतम् ।

कलत्रं धनं पुत्र पौत्रादि सर्वं ग्रहं बांधवाः सर्व मेताद्धिजानम् ।
गुरो रंघ्रिपद्मे मनश्चेन्न लग्नं ततः किं ततः किं ततः किं ॥

धृती क्षमा दमोऽस्तेयं शौच मिन्द्रिय निग्रहः
धीर्विद्या सत्यमक्रोधो दशकम् धर्म रक्षणम् ॥

અહો પ્રભુ તારી અકળ કળારૂપી માયાથી છવાયેલા, આ સંસારમાં આવી પડેલા; મહાન્ પુરૂષોનું, તથા ધર્મ વિલાસીઓનું, તેમજ કુલ ધર્મ વિરોધીઓનું, તથા આધુનીક ધર્મો માટે નીકળતાં, નવિન પુસ્તકોનું અવલોકન કરી; સ્વેચ્છાચારી ધર્મનો સ્વીકાર કરતા, અને કેટલાક પોતાનો કુલ ધર્મ છોડી દેતા, પુરૂષોનું દર્શન; ખરેખર આ સંસાર ઉપર આવી પડેલા, ઘોર કલીયુગનું પ્રત્યક્ષ ભાન કરાવે છે. ને તેથીજ ચીત્ર વિચત્રતામય સંસાર દેખાવ આપી રહ્યો છે. તેથી ખરી વસ્તુનું ભાન આપવાને, અને સત્યાસત્યનું પ્રત્યક્ષ કરાવવા; આ પીરાણા "સતપંથ" ધર્મ વિજય પતાકા નામની ગ્રંથાવલિ લખવી પડી છે.

હમેશાં જે સત્ય છે તેને સત્ય, અને જે મિથ્યા છે તેને મિથ્યાજ, પ્રતિપાદન કરવું. તેનેજ મહાન પુરૂષો સતપંથ ( સાચો

માર્ગ ) કહે છે. એટલે ઘણા જુના કાળથી મત મતાન્તર, તેમ ખંડન મંડન વગેરેની ઉપાધી વિનાનો; અને આપણા પૂર્વજોએ નક્કી કરી સ્વિકારેલો, કે જે હાલ સુધી આપણે આચરી રહ્યા છીએ; ને તેને લીધેજ આજ દિન સુધી સુખ શાન્તિ ભોગવીએ છીએ. તેજ ધર્મ સ્વધર્મ ( કુલધર્મ ) ગણાય છે. પીરાણા ' સતપંથ ' ધર્મના સેવક વર્ગને વિદિત્ કરવાનું એટલુંજ છે કે, પોતાના કુલધર્મ વીરૂદ્ધ ટીકા, ( ચર્ચા ) તેમજ ગાદીપતિના ધર્મોને સારી રીતે સંભાળનાર, ને ધર્મની બાબતમાં પહેલાના કાકાઓ કરતાં પણ, સુધારા વધારામાં, તેમજ આચાર વિચારમાં, વધારે જાગૃતિ દાખલ કરનાર, શ્રી લક્ષ્મણ કાકાના આચરણ સબંધમાં તથા આપણા પુરાણા કુલ-ધર્મ સબંધમાં, હાલમાં મુંબાઈના વાસી યુવકોએ, કેટલીક નવ અયોગ્ય શબ્દો ભરેલી ટીકા જાહેર કરી છે. તેમજ જેમ આવે તેમ બોલી, તથા છાપાં છપાવી પાપભરેલું આચરણ કર્યું છે. તેનો ખ્યાલ કરી તેઓ માટે યોગ્ય જાહેર કરવું.

ધર્મિષ્ટ સેવકોની ફરજ તો એ છે કે, પોતાના કુલધર્મનું રહસ્ય વધારવું. નહી કે કુલધર્મની નિન્દા કરી કોઇનાં મન દુખાવવાં કે કોઇની હાનિ કરવી. પણ જેથી પોતાના કુલ ધર્મી જાતિ ભાઇઓની ઉન્નતિ; ઉપકાર, ને જેમ બધા ભાઈઓ હળીમળી ભેગા બેસે, ને કુલ ધર્મના ચુસ્ત બને તેવાં પગલાં ભરવાં; તેજ મનુષ્ય જાતીની ઉન્નતિનું સબલ કારણ છે. હમેશાં મનુષ્યો કામ, ક્રોધ, લોભ, દ્વેષ, અભિમાન, વગેરેના આવેશમાં ઉતરી પડી, હું ખરો તેવું લોકોપર માન બેસાડવા ખાતર; પક્ષપાતથી કુલ ધર્મ માટે જેમ તેમ બોલવું, જેમ તેમ છાપાં છપાવી મારવાં, તે, અથવા કોઈ પણ કુલ ધર્મનું ખંડન કરવું તેતો, ખાસ અધમતા, ને હલકટતાનું આદર્શ છે. વસ્તુતઃ પોતાના પેઢી ઉતાર ચાલતા આવતા ધર્મમાં; સ્વધર્મિયો સાથે અનુકૂલ થવું; અને જે એક બીજાથી વીરૂદ્ધ વાતો છે; તેનો ત્યાગ કરી, પરસ્પર પ્રીતિથી વર્તે; તથા વર્તાવે, તોજ જગતનું પૂર્ણ હિત થાય. કેમકે સાધારણ

યાતો અસાધારણ ઉપરોક્ત વિદ્વાનોના ધર્મ વિરૂદ્ધ શબ્દોથી અવિદ્વાન વર્ગમાં વિરોધ, સંદેહ, વગેરે વધીને અનેક વિધ દુઃખની વૃદ્ધી, તથા સુખ અને શાન્તિની દરેકને હાનિ થાય છે. જો કે તે બધી હાનિઓ સ્વાર્થિઓને, તથા પોતાના ઘણા જુના વખતથી પેઢી ઉતાર ચાલતા આવતા પ્રપંચના યોગે ધર્મ વિરોધી ક્ષુદ્ર વિચારવાળા ભાઈઓને પ્રિય છે. પરંતુ તે બીજા સરલ દીલના પીરાણા સ્વધર્મનિષ્ઠ મનુષ્યોને દુઃખ સાગરમાં ડુબાવી દે છે. જો કે તે, પરંપરાથી ચાલતો પેઢી ઉતાર પોતાના પૂર્વજોના કુલ–ધર્મ વિરોધી થોડાક સ્વાર્થિ તેમજ જમાનાના વંટોરીયામાં સપટાયેલા યુવક લોકો ધર્મ વિરોધ કરવામાં તત્પર થઈ અનેક પ્રકારનાં વિઘ્નો, તથા વિરોધો, ધર્મ ઉપર તથા ધર્મના ગુરૂશ્રી કાકા ઉપર કરે છે. પરંતુ વાંચો; ( વેદ ઋ. )

" सत्यमेवजयते नानृतं सत्येन पन्थावीततो देवयानः "

અર્થાત સર્વદા સત્ય ( સત્પંથ ) ધર્મનો વિજય; અને અણુવિચારેલ ધર્મ તેજ અસત્ય; ને તેનો સર્વ ઠેકાણે પરાજય થાય છે. સત્યથીજ મહાન્ પુરૂષોનો માર્ગ ( રસ્તો ) ઘણો ફેલાય છે. હમેશાં જે કુલ ધર્મ છે તેજ મોક્ષ, સુખ, વૈભવ, યશ, વગેરેનો દાતા છે. ને તેજ દુનિયાં ઉપર પ્રકાશમય માર્ગ ગણાય છે. જો કે ધર્મીષ્ટ બનતાં કે કુલધર્મ સાચવતાં શરૂઆતમાં કઠણ પડે છે. તેમાં જરા પણ સંદેહ નથી. પરંતુ—

( गी. व. अ. ५ ) यत्तदग्रे विषमिव परिणामे अमृतोपमम्

આ ગીતાનું વચન છે. તેનો ખાસ અભિપ્રાય એ છે કે જે જે વિદ્યા, અને ધર્મની, પ્રાપ્તિનાં કર્મ છે; તે પ્રથમ કરવામાં, વિષ તુલ્ય લાગી મહેનતના ભાગમાં તથા વિચારમાં ગુંચવડો પાડે છે. પરંતુ પશ્ચાત્ એટલે વિદ્યા, કે આપણા પૂર્વજોએ, સ્વીકારેલો આપણો કુલ ધર્મ, તે બરોબર સમજ્યા પછી એટલે ધર્મનું પુરેપુરૂં ભાન થયા પછી તેજ અમૃત સમાન લાગે છે. એટલે કુલધર્મ શાસ્ત્ર ગ્રન્થોમાં ઘણોજ સારો લખે છે. તેથી તેજ પાળવો એમ વેદમાં પણ સ્થલે સ્થલે છે.

હું નીષ્પક્ષપાતથી જણાવું છું કે; પીરાણા 'સતપંથ' હીંન્દુ ધર્મને વધારે સારી જાગૃતિથી જગજાહેરાતમાં મુકનાર, હાલના મુંબઈ બંદર નિવાસી જુજ ભાઇઓને, સમજાવું છું કે, આ અનાદિ દુનિયાં ઉપર સમાનતા ને નિષ્પક્ષપાતતાવાળો એટલે દુનિયાં ઉપર જન્મેલા સર્વ પ્રાણીઓને પાળવા યોગ્ય ખરો ધર્મ હોય તો તે 'સતપંથ' જ છે. હું દેશી, વિદેશીઓના, તથા હીંન્દુ જાતિના અનેક ધર્મિઓની મતમતાન્તરતાની, જુઠી જુઠી વાતોનો પક્ષ-પાત નહિ કરી; યથાતથ્ય ( સાચે સાચું ) જાહેર કરૂં છું. દુનિયાં ઉપર કલિયુગની શરૂઆતી પછી કોઈ પણ ધર્મ એવો મારા જાણવામાં કે સાંભળવામાં આવ્યો નથી કે; જેમાં તેની તેજ જાતિના માણસો, તેના તેજ ધર્મના વિરોધી બની તેની નિન્દા ન કરતા હોય. માત્ર આપણા "પીરાણા સતપંથ" ધર્મની નિન્દા આજ-દિન સુધીમાં; ધર્મની સબલ સમાનતા, અને ઉત્કૃષ્ટતાને લીધે કોઈ પણ નવિન યા તો પ્રાચીન ધર્મના મનુષ્યો ટીકા કરતા નહોતા. તેમજ બીજા તો કોઈ હાલમાં કરવા માગતા પણ નથી; પરંતુ કલીયુગે બધા ધર્મો પર હાલમાં સ્વારી કરી છે. પણ આ ધર્મ તેના પંજામાં સબલને દ્રઢ હોવાથી આવ્યો નથી; તેથી તે કલિયુગ, તમો નવ યુવકોના હૃદયમાં પેસી અયોગ્ય શબ્દોમાં ને દુ:સંગતિમાં તમને નાંખી તમારૂં નિમિત્ત લઈ આ ધર્મના પર કલિયુગ સ્વારી કરવા માગે છે. પણ તેમ બનવું તદ્દન અશક્ય છે. તથા તેજ પ્રમાણે દરેક ધર્મોની વાતો કરવા જઇએ તો તેનો નીકાલ આવે તેમ નથી; તે વાત આ ( સતપંથ ધર્મ ) ની નિન્દા કરનારા સારી રીતે જાણે છે. ભાઇઓ હું પણ તમારા ધર્મનોજ એક તમારોજ ભાઈ છું. પણ મારી પાછળ આપણા આ ધર્મના દ્રઢ ભક્તો ભીષ્મ પ્રતિજ્ઞા વાળા ભાઈઓ અસંખ્ય છે. કે જે તમો નવ સભ્ય જુજ ભાઇઓને અનેક રીતે પાર પડી શકે. પરંતુ તેમાં હું આગેવાન બની સમજથી શાંન્તિ આપી તમોને જણાવું છું કે, ભાઈઓ તમે ખરેખર રીતે કલીયુગના ઘોર ભયંકર પંજામાં આવી પડયા છો. તેથી વીચારશીલ બનો. કારણ કે અણવીચારે, ને સાહસીકપણે, આંખો

મીચીને, ચાલવામાં લાભ નથી. તેમાં ભાઇઓ તમારૂં કુટુંબ પણ દુનિયાદારીનું સુખ પૂર્ણ રીતે મેળવી શકશે નહિ. જનોઇઓ પહેરવાનો માર્ગ ઘણો અટપટો છે. કે જેમાં આંખો મિચીને ચાલતાં હાંસીપાત્ર થવાય છે; માત્ર પીરાણા 'સત્પંથ' ધર્મના માર્ગમાંજ એકલી સીધી સડક છે કે જેમાં આધિ, વ્યાધિ, ને ઉપાધિના પરમાણુંઓ નથી. તેવી જગા તો આ સ્થાનોમાં ખાસ અણીપુર વસુધા કુમારિકા છે. કે જેનો માર્ગ આપણી પૂજ્ય ગાદિના અધિષ્ઠાતા લક્ષમણ કાકાશ્રીએ ખાસ ઘણીજ મહેનત લઈ સુખ શાન્તિ વાળો માર્ગ; પીરાણા સતપંથ ધર્મનોજ બનાવ્યો છે. તેથી કલિયુગના ભયંકર પંજામાં સપડાયેલા કુલ ધર્મ વિરોધી ભાઈઓને, ખાસ વિનંતિ કરી સમજાવું છું કે, તમારા આ ધર્મ સબંધી વિરૂદ્ધ વિચારો તમારા ઘોરી રીતથી અહિતને સુચવે છે. માણુસનું બગડતા પહેલાં અપશુકનો તેને લાગુ થાય છે. તેવા તેવા સંયોગોમાં જો કોઈ આપ્ત (યથાર્થવક્તા) કે જ્ઞાન વિજ્ઞાન દાતા મલી જાય, તો તે પોતે પોતાની અસલ સ્થિતિમાં આવી પાછો પૂર્ણ સુખમાં આવી પડે છે. હું આપણા કુલ ધર્મ માટે સતપંથ ધર્મિ ભાઈઓના પડખે રહી; તમો અવળે ને નુકસાનકારક વિધર્મના રસ્તે ચઢેલાઓને; ગીતા, તથા ઉપનિષત્, ના અનેક વચનોથી શિખામણ આપીએ છીએ કે (ગી. અ. ૩ શ્લો. ૩૫).

श्रेयान्स्वधर्मो विगुणः पर धर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनम् श्रेयः परधर्मो भयावहः ॥

પારકાનો ધર્મ સુખથી આચરણ થાય તેવો હોય, ને કદાચ તેમાંથી પોતાના અંતરના દગલબાજ દુષ્મનોને સુખ શાન્તિ ધન વગેરે મળે તેમ હોય; તો પણ તેના કરતાં પોતાનો ધર્મ; જો ચાતુર્વર્ણ્ય વિહિત કર્મ, કે ગુણ, હીન એટલે સદોષ હોય તોપણ તેજ શ્રેયસ્કર છે. ને; તેજ ધર્મ કહેવાય છે. વળી તેજ કુલધર્મ આલોક તથા પરલોકમાં આપણને સુખ તથા શાન્તિ આપે છે. હમેશાં પોતાના સ્વધર્મ ( કુલ ધર્મ ) ખાતર મરવું. તે પણ વધારે શ્રેયસ્કર છે. ને

કુલ ધર્મનું ઉલ્લંઘન કરી. અવળે માર્ગે એટલે 'સતપંથ' તજી સાધારણ પ્રાણિઓના બંધન પેઠે કોટે સુતરના તાંતણા વાળા ઉત્પથ માર્ગે ગમન કરવું તે તો વસ્તુત: આલોક તથા પરલોકમાં દુ:ખપ્રદજ થાય છે. તેમજ વિધર્મ આચરણથી મરણ વખતે અતિશય કષ્ટો ભોગવી છેવટે નર્કમાં પડવું પડે છે. ને વળી ત્યાં અધર્મની પુરેપુરી શિક્ષા ભોગવ્યા પછી, અહીં અધમમાં અધમ, અવસ્થા ભોગવતાં પ્રાણીઓમાં જરૂરથી અવતાર લેવો પડે છે. માટે ઉપરના ઉપનિષત્‌ના વચન પ્રમાણથી પીરાણા "સતપંથ" ધર્મ વિરોધી જુજ ભાઈઓને અમો સશાસ્ત્ર સ્વધર્મ (કુલ ધર્મ) પાળનાર અસંખ્ય ભાઈઓ વિદિત કરીએ છીએ કે; આપણા હિન્દુઓના માન્યવર ગ્રન્થ, ગીતા, વેદ, તથા ઉપનિષત્‌, મહાભારત, ભાગવત, વગેરેમાં સ્થલે સ્થલે પરમાત્માની આજ્ઞા પ્રમાણે દર્શાવેલી મહાન વાકયાવલિઓ વાંચો–બહુજ ગુણવાળા પરધર્મ કરતાં, ઓછા ગુણવાળો સ્વધર્મ (કુલ ધર્મ) અતિ શ્રેષ્ઠ છે. સ્વધર્મમાં મરણ પણ સારૂં કે જ્યાં આપણા પૂર્વજો ગયા છે. પરંતુ પરધર્મ ભય ઉપજાવનારો છે; માટે આ મહાન વાકયો ઉપર પૂરેપૂરો વિશ્વાસ રાખી, કલિયુગે સ્વારી કરેલા ઢંગ ઢાળકા વગરના સુતરી તન્તુઓવાળા ઉત્પથે (પરધર્મમાં) જતાં અચકો, ઉગ્ર પીઠ કુમારિકા જગાનું; તથા તે સ્થાને અસંખ્ય વર્ષોથી આજદિન સુધી પૂર્ણ કાળજીથી સંરક્ષણ થતા અખંડિત નિરંજન નિરાકાર સત્‌-ચિત્‌ ને આનંદરૂપ ઘૃતદીપ મહાન્‌ જ્યોતિનું ને આદ્ય પુરૂષે ચમત્કારો પૂર્વક સ્થાપેલા "સતપંથ" ધર્મનું વિરૂદ્ધ બોલી, કે લખી, અવમાન કરવાનો આશય હૃદયમાં ન ધરો. (ની. વ.) "**विनाश काले विपरित बुद्धिः**" જ્યારે મનુષ્યોનો વિનાશ કાલ નજદિક આવે છે. ત્યારે પ્રથમથી ચાલતા આવતા કલ્યાણકર "**कुल धर्म**" માંથી બુદ્ધિ ભ્રષ્ટ થઈ નવીન અને અધિકાર વગરના ધર્મમાં ભ્રષ્ટ થયેલી બુદ્ધિ જોડાય છે. ને પછી તે નાત વિરૂદ્ધના ધર્મથી જ્ઞાતિજનો બચવા ખાતર તેવા કુલધર્મ વિરૂદ્ધ થનારાઓનો જ્ઞાતિમાં ઘણો સડો ન

પેસી જાય તે માટે જ્ઞાતિના આગેવાનો તેવા વિધર્મીઓને સ્મૃતિ શ્રુતિના વચનોના પ્રમાણો પ્રમાણે તેઓનો ત્યાગ કરે છે. એટલે છેવટે તેમનું પરિણામ તલમાત્ર જેટલું પણ સારૂં નિવડતું નથી. તે વાત જરૂર મગજમાં યાદ કરવા જેવી છે. પૃથ્વી ઉપરના કોઇ પણ મનુષ્યોને વિરૂદ્ધ ના પડે તેવો આ સમાનતા ને મતમતાન્તરતા વગરનો આ "સતપંથ" ધર્મ છે. દરેકનો પિતા એકજ છે, ને આપણ બધાં એકજ પિતાનાં સંતાનો છીએ. પરંતુ જેને કોઈ રામ, કૃષ્ણ, નૃસિંહ, વામન, પરમાત્મા, માલિક, ભગવાન, ઈશ્વર, પ્રભુ, વિભુ, વગેરે અનેક નામોથી પોકારે છે. ને કેટલાક અલ્લા, ખુદા, પેગંબર આદિ અનેક નામોથી પણ તેનેજ પોકારે છે. તેમજ વ્યાકરણ શાસ્ત્રના સિદ્ધાન્ત ગ્રન્થમાં (વ્યા. સિ. કો) અલ્લા ઈત્યાદિ શબ્દો છે. તેમજ અથર્વ વેદમાં પણ તેનાં અલ્લા ઈત્યાદિ સૂક્તો છે. જેમાં અલ્લા ઈત્યાદિ અનેક નામો છે. તો પછી નાના મોટા નદીઓના પ્રવાહો એક બીજાને મલી છેવટે મહાસાગરમાંજ ભેગા થાય છે. તેવી રીતે કોઈ પણ નામોથી યાતો આચારથી ભજન પૂજનાદિ ક્રિયાઓ કરીએ તે હસ્તિપદ ન્યાયથી એક એવા જગન્નિયન્તા પિતાનેજ પહોંચી જાય છે. પિતાના અનેક ગુણ કર્મોના લીધે અનેક નામો વ્યવહારમાં તથા શાસ્ત્રમાં દર્શાવ્યાં છે. તે એકજ પિતાનો હિન્દુ, મુસલમાન આદિના આકર્ષિત ધર્મનો રહસ્યમય માખણની માફકનો ભેદ વગરનો આ "સતપંથ" ધર્મ જગતમાં એકજ છે. તેની નિન્દા કોઈ કુલ ધર્મથી નષ્ટ ભ્રષ્ટ બનેલાઓજ કરે છે.

મહાભારતમાં કહેવા પ્રમાણે સત્ (સત્ય) પંથ પકડનાર કોણ ગણાય છે? તેનો ખુલાસો એવો છે કે, હમેશાં દરેક પ્રાણિ માત્રના આત્માને સંતોષ આપે તેવાંજ કાર્યો નમ્રતાથી કરનારજ સતપંથી ગણાય છે. નહિ કે ધાર્મિક લોકો પાસેથી ધર્મના નેતાઓએ બોધરૂપ પ્રયાસ કરી લોકોની સુખશાન્તિ માટે મેળવેલી ધર્માદા મુઠીનો વહિવટ લેવા ખાતર, ને તેમાંથી પોતાની મહત્તા વગેરે સ્વાર્થ સાધવા સારૂં; ધર્મ કે ધર્મના ગુરૂ કાકાઓ ઉપર દ્વેશ રાખી

જેમ તેમ રીતે તેમની નિન્દા કરી પાપે પેટ ભરી ધર્મ ચુસ્ત ભાઇઓના આત્માને કલેશ આપવો; તે શું ધર્મિષ્ટતા? તેમજ જેમ તેમ ધર્મના માટે બોલવું તે શું આચાર? શું કુલ ધર્મ ભક્તો અસંખ્ય માણુસો મૂર્ખાઓ? ને ઉંચા શુદ્ધ દેશી ઘઉંમાં કાંકરા જેટલા ને એક ઘરમાં થતી આખી રસોઇમાં વપરાતા મીઠાના ગાંગડા જેટલા ભાઇઓ, વાહરે વાહ તમારૂં મુંબઈ બંદરમાં ગાળેલું સંસ્કારી જીવન, તમારી કેટલીક અક્કલનો ઉપયોગ એવો તો થયો છે કે જે હરદમ માટે ઠીક ન ગણાય તેમ લેખાય છે.

સ્વધર્મ ( કુલ ધર્મ ) રહિત મનુષ્યો હરઘડી માટે મનુષ્યત્વ રહિતપણામાં ગણાય છે. એટલે પશુત્વ ધર્મમાં તેવા મનુષ્યો દાખલ થઈ વંશપરંપરાથી ચાલતા આવતા પોતાના ધર્મની નિન્દા, હાનિ, બંધાદિ કરવામાં તત્પર થાય છે. ને પછી સમયની સગવડથી આવેલા ચોમાસાનું ઘાસ ખઈ પશુ જેમ બળવાન થઈ હૃદયના શાન્ત, યાતો જ્ઞાન (સમજણ) દશાથી જેમણે નિયમ લીધો હોય છે કે કોઇને મારવું નહિ. કે માથું ધુણાવવું નહિ વગેરે ગુણોથી ભરપૂર પ્રાણિઓને તેમજ અન્ય નિર્બળતા દર્શક પશુઓને; બળવાન પશુઓ અનેક રીતે દુઃખ આપે, કાંતો કોઈને માંથુ મારે; કોઇને પાટું મારે, કોઇને વળી બરાડા પાડી, અથવા તો કોઈની સાથે લડી જઘડી; મારી નાંખવા સદ્રષ ઈલાજો યોજે છે, તેમજ કુલધર્મ ભ્રષ્ટ નાસ્તિકો ધર્મની, તથા ધર્મગુરૂની, કોઈ પણ રીતે હાનિ કરવા મચ્યા રહે છે. તેવા પુરૂષો ખરેખર માત્ર પશુઓના સુભાગ્ય યોગે ઘાસ નહિ ખાનારા તે પશુઓના વડા ભાઈ તરીખે મનાય છે. જુઓ ( હિ. ભા. ૧ ) તથા ( ભા. ૨ ).

आहार निद्राभय मैथुनं च सामान्यमेतत् पशुभिर्नराणाम्
धर्मोहि तेषामधिको विशेषो धर्मेण हिना पशुभिः समानाः
। तत्र भाग धेयम् परमं पशुनाम् ॥ इत्यादि

ખાવું, ઉંઘવું, ભય, વિષય સુખ ભોગવવું વગેરે ક્રિયાઓ મનુ-

ઓ તેમ પશુઓ બન્નેમાં સમાન છે. પરંતુ પ્રભુએ ધર્મનો બોજો મનુષ્યો ઉપર વિશેષમાં મુકયો છે. તેથી કુલધર્મ રહિત જે હોય તે પશુસમજ ગણાય છે. તે ઘાસ, ના ખાય તેટલુંજ માત્ર પશુઓનું સુભાગ્ય લેખાય; તેવા ગુણોવાળાના આશ્રયો, સોબતના ફળના યોગે ગમે તેવો કુલધર્મ છોડી સ્વેચ્છાચારી ધર્મ સ્વિકારે તેનું સબલ કારણ સોબતજ છે. ( મા. ભા. ) દ્રષ્ટાન્ત વાંચો.

કેરનાં લાંબાં ને મનોહર કોમળ પત્રોના રાત્રિ દિવસ સંગમાં રહેલાં કદલીફલો ( કેળાં ) જો કે તે કદમાં નાનાં દેખાય છે. પરંતુ તેમાં રહેલી મધુરતા, શૈત્યતા, ને ઉત્તમતા આદિ અનેક ગુણો હમ્મેશની ઉમદી સોબતની અસરથી તેમાં સારી રીતે ઉતરે છે. ને તેથીજ તે ફલને પોતાના તેમ પરમાત્માના કાર્યમાં દુનિયા ઉપરના સમસ્ત પ્રાણિઓ અંગિકાર કરે છે. જેમ મતમતાન્તર વિનાના દરેકને સમાનતા વાળા “ સતપંથ ” ની માફક, પરંતુ કેટલાક હાલમાં પીરાણા ‘ સતપંથ ’ ધર્મના વિરૂદ્ધ થઈ પ્રકાશમાં ઉતરવા તૈયાર થયા છે. તેમને જ્ઞાનમય એક પુરાણું દૃષ્ટાન્ત સૂચવીએ છીએ. ( ઐ. દ્ર. )

પહેલાના શુદ્ધ સમયમાં એક બોધદાતાને ધર્મના રહસ્યને પ્રકાશમાં મુકતા એક પુરાણા સમયના વૃદ્ધ મહાત્મા ગંગા નદીના સામે તીરે દેવની એક ચમત્કારી જગામાં કથા વાંચતા હતા. ત્યાં હમેશાં મુકબ્બ કરેલા એકજ ટાઈમમાં આ તીરે રહેલા નગરવાસીજનો નદી ઓલંગી કથામાં કહેવાતું ધર્મનું રહસ્ય જાણવા ખાતર પરિશ્રમથી પણ જતા હતા, એક પ્રસંગે નદીમાં ઓચિન્તું પૂર આવવાના લીધે આ તીરેથી જતાં બધાં માણસો બંધ પડી ગયા. પરંતુ એક વૃદ્ધ ને નિષ્પાપ કુલધર્મમાં પ્રિતિવાળી બાઇ, પહેલાં કથાનાજ પ્રસંગે મહાત્માએ કહેલા વચન કે “ રામ નામે પથ્થર તરે ” તેનો તે બાઇ ખ્યાલ કરી પૂર આવેલું હતું છતાં નદી ઉપર આવીને જોયું તો આ તીરેથી કોઈ જતા મનુષ્યને દીઠું નહિ. ત્યારે તેણીએ બીજો તર્ક બાંધ્યો કે, જરૂરથી “ રામ નામે પથ્થર તરે ” એમ

બોલી બધાં ચાલી ગયાં છે, ને મારે આજે એકલીનેજ વિલંબ થઈ ગયો છે. અરે આજે મારી સ્વધર્મની કથામાં સાંભળવાનાં મારાં ગુરૂનાં વચનો વહી જશે. તેવો પશ્ચાતાપ કરતી ચારે કાંઠે આવેલી નદીમાં "રામ નામે પથ્થર તરે" એમ બોલતી નદીના પુરમાં પડી; તેજ સમયે જલ દેવતાએ જગા આપી. જેમ કૃષ્ણને લઇને જતાં વસુદેવને યમુનાજીએ આપી હતી તેમજ; પછી સામે તીરે કથાના સ્થાનમાં પહોંચતાં "કથા બંધ" હતી ને આ તીરેથી કોઈ પણ ધર્મભક્તો પાણીના પૂરને લીધે ત્યાં ગયા નહોતા; તેથી ધર્મ બોધ આપનાર મહાત્માએ આ વૃદ્ધ બાઈને દેખી તરતજ પુછયું; તમે પૂરમાં શી રીતે ઉતરીને આવ્યાં! ત્યારે તે બાઈએ જવાબ આપ્યો કે તમોએ ધર્મગ્રન્થ વાંચતાં ધર્મ વચન અમને કહ્યું હતું કે "રામ નામે પથ્થર તરે" તો હું કેમ, નહિ તરૂં? જરૂર તરીશજ. તેજ પ્રમાણે બોલતાં પાણીમાં હું પડી ને તેમાં જલ દેવતાએ મને ઉતરવા માગ દીધો, તેથી હું નિત્યના નિયમ પ્રમાણે ધર્મસ્થાનમાં આવી પહોંચી છું. આ બનાવ જોતાં ધર્મ બોધદાતા મહાત્મા સમર્થ ગુરૂ હતા છતાં પણ ચકિત થઈ ગયા. ને ધન્ય છે આ બાઈની પોતાના કુલધર્મ ઉપરની શ્રદ્ધાને, મહાત્માએ નિવેદન કર્યું કે બાઈ મોક્ષ નહિ મારો, કે અન્ય ધર્મ શ્રોતાઓનો, પરંતુ મોક્ષ તારોજ થયો છે; તે વાત સિદ્ધ છે. આ ઇતિહાસ ઉપરથી ખ્યાલ કરશો તો માલૂમ પડશે કે, **ગુરૂના વચનો** ઉપર ને તેમની **ધર્મશૈલી** ઉપર વિશ્વાસ, ને પુરે પુરો ભરોસો શ્રદ્ધાપૂર્વક રાખવાથી કેવી અજાયબ સ્થિતિ, ને સામર્થ્ય શિષ્ય શિષ્યાઓમાં આવે છે. આટલા ઉપરથી ખ્યાલ કરવાનો છે કે "**ગુરૂ સમર્થ**" જેના; તેને આ જગતમાં શાનો ભય? ને શું દુઃખ? ગુરૂનાં વચનામૃતોને જે જે શિષ્યો પૂર્ણ આદરભાવથી વેદ તુલ્ય માની સ્વિકારે છે; તે પુરૂષો આ જગતમાં ધારેલી સિદ્ધિઓને ઉપરોક્ત દૃષ્ટાન્તની રાહે સગવડબંધ મેળવી શકે છે. તે શાસ્ત્ર સિદ્ધ છે.

આ જગત ઉપર કોઈને ગુરૂ વિના રહેવાની પ્રભુની આજ્ઞા

નથી. ને તેટલાજ હેતુને લઈને પરમાત્માએ, પોતાના કરતાં પણ "ગુરૂ સમર્થ" છે તેમ શાસ્ત્ર ગ્રંન્થોમાં પ્રકાશ કર્યું છે.

"गुरुर्गरीयान्पितृतो मातृतश्चेति मेमतिः"

(શાં. ૧-૮-૧૭) માતા ને પિતા કરતાં પણ ગુરૂ મોટા છે. તેમ ભીષ્મે યુધિષ્ઠિરને કહેલું છે. તેમજ વરાહ પુરાણમાં ગીતા માહાત્મ્યમાં કહ્યું છે કે,

"सम्यग्ज्ञानोपपत्तये नित्यं सद्गुरुं मुहुः शिरसा नमामि"
गुरु ब्रह्मा गुरु र्विष्णुः गुरु र्देवो महेश्वरः गुरुः साक्षात् परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥

ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ માટે નિરંતર પોતાના કુલ ધર્મના ગુરૂને નમન કરવું. કારણ કે ગુરૂ એજ બ્રહ્મા, વિષ્ણુ; ને મહાદેવ, તથા સાક્ષાત્ પરબ્રહ્મનું રૂપ ગણાય છે. તેવા સદ્ધર્મ ગુરૂને અનેકવાર નમન કરી તેના વચનામૃતનું શ્રદ્ધાથી શ્રવણ તથા મનન તેમજ પાઠન કરવાથી તથા પોતાના સિદ્ધાન્ત ગ્રન્થમાં ઉક્ત ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવામાંજ; સદા માટે કલ્યાણ થાય છે; જે જે ધર્મ નેતા ગુરૂઓ છે; તે દરેક ચોપડા ચોપડી તથા ડીગ્રીઓની વિદ્વત્તા સિવાય, ધર્મજ્ઞાનમાં, તથા વ્યવહાર શાસ્ત્રમાં, તેમજ દરેક વાતમાં ઘણા દક્ષ હોય છે. તે વાતતો નિઃશંક છે. કારણ કે દુનિયામાંના જનસમુદાયને તારવાનું સાધન; કુલધર્મરૂપ ગુરૂજ છે. એમ પ્રભુ આજ્ઞા કરે છે. તો પછી તે વિશ્વચક્ષુ વિભુ અત્રે, જે મનુષ્યો ગીતાના વચન પ્રમાણે (ગી. અ.)

"शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोभिजायते"

યોગથી ભ્રષ્ટ થયેલાઓ કોઈ મહાન્ પવિત્ર, ને શ્રીમાન્ કુલમાં જન્મ ધારણ કરે છે. તેમાંથી પ્રભુપ્રેરણાનુકુલતા પ્રમાણે પૂર્વના યોગે તથા અત્રેના પુણ્ય સંયોગેજ મનુષ્યને ગુરૂ સ્થાનની પ્રાપ્તિ થાય છે. તો પછી તેવા ધર્મની; તથા ગુરૂની નિન્દા કરવી તે શું હલકટતા ને તિરસ્કાર દ્રષ્ટિથી જોવા જેવું ન ગણાય શું? ધર્મની

તેમજ ગુરૂની નિન્દા કરવી તે પાપ જરૂર આપણુને ઘેરે છે. પરંતુ સમર્થ, ધર્મ ગુરૂપદ સ્વિકારનાર વિદ્વાનને, તેનો જરા પણ વાંધો કે બાધ કે કલેશ, થતો નથી. તેનું સપ્રમાણ નીચેનું અર્થ ગૌરવતા-વાળું દ્રષ્ટાન્ત વાંચસો એટલે પુરેપુરી આપ સર્વેને ખાત્રી થશે; ને જેથી વિરોધીઓનાં મન પણ શાન્ત થશે.

બંધુઓ પહેલાં ધર્મની સખત કસાકસીના સમયમાં એક અનન્ય કવિ વિદ્વદ્વર્ગ શિરોમણી સમર્થ પંડિત જગન્નાથ સ્વામી એવા નામથી સુપ્રસિદ્ધ હતા. તેઓનો જન્મ બ્રાહ્મણના ઉચ્ચ: કુલમાં હોવાથી તથા તેમના શરીરમાં વિદ્યા દેવીના સંપૂર્ણ નિવાસથી આખા બ્રાહ્મણ સમુ-દાયમાં ઘણાજ માનપાત્ર તે ગણાતા હતા. કોઇ વખત એક માંગલિક પ્રસંગમાં જગન્નાથ સ્વામીની જ્ઞાતિના સમસ્ત ભાઈઓ તેમ પોતે પણ એક સ્થાનમાં ભેગા થયા હતા, ત્યાં ઘણાજ બ્રાહ્મણ ઉત્તમ કોટીના એકી અવાજે બોલવા લાગ્યા કે, પંડિતજી જગન્નાથ સ્વામી આ-પણામાં માળાના મણકામાં મેળરૂપ છે. ને તે પોતે ત્રણ વેદ તો મહાન પરિશ્રમથી કંઠ પાઠ ભણેલા છે. તથા શાસ્ત્રો, પુરાણો, સાહિત્યો, ચમ્પૂ, વગેરે અનેક ગ્રન્થો કંઠસ્થ તેમને છે. પરંતુ ચોથો અથર્વ વેદ જે હાલમાં પુરેપુરો બાદશાહનેજ આવડે છે. બીજા કોઇને પણ હાલમાં તે વેદનું પુરેપુરૂં જ્ઞાન નથી. તેમ વળી આપણામાં પણ મહાત્મા જગન્નાથ સ્વામી સિવાય તે વિદ્યાને થોડા સમયમાં ધારણ કરવામાં બીજો કોઇ શક્તિમાન નથી. તેથી આપણે સમસ્ત જ્ઞાતિ ભાઇઓ પંડીતશ્રીને વિનંતિ કરીએ છીએ કે અથર્વ વેદનું પુરેપુરૂં જ્ઞાન તમો બાદશાહ પાસેથી લઈ આવો. તે પ્રસંગ સાધતાં કદાચ તમારે તેમના ખાનપાનની વાત તેઓ ખુદાવિંદ ના-મદારના આગ્રહથી કબુલ કરવી પડશે, તોએ અમે બધા તમારા જ્ઞાતિબંધુઓ તમોને પંગત આપી પાવન કરીશું, તેવું વચન અમો તમને આપીએ છીએ; ત્યારબાદ જ્ઞાતિનું વચન લઇ પંડિતજી અ-થર્વવેદ ભણવા માટે બાદશાહ પાસે નમ્રતાથી ગયા, ના. બાદશાહ પાસે પહોંચતા પહેલાંજ પંડિતજીએ માર્ગમાં વિચાર કર્યો કે આવા

ઉત્તમ શરીરમાં ધર્મગુરૂની આજ્ઞા પ્રમાણે અસ્પર્શ્યનો સ્પર્શ થવો ના જોઈએ, તો પછી તેમની સાથે ખાનપાન તો લેવાયજ કેમ. તેવો વિચાર કરતાની સાથે તેઓશ્રીએ મુખમાં, એક, ભુખ તથા તરસને વરસ દિવસ સુધી ચલાવી શકે તેવી વનસ્પતિ ખાઈ લીધી. ત્યાં બાદશાહને મલ્યા પછી બાદશાહે જાહેરમાં કહ્યું કે હું તમોને અમારો વેદ અથર્વણ તો જો કે ભણાવીશ. પરંતુ ખાનપાન મારી સાથે તમારે લેવું પડશે. ત્યારે પંડિતજીએ વિદિત કર્યું કે હું ખાતો નથી તેમ પાણી પણ પીતો નથી ત્યારે બાદશાહે કહ્યું કે તમો મારી બેટી સાથે લગ્ન કરો તો હું તમને અથર્વ વેદ ભણાવીશ. હમ્મેશાં સત્તા અગાડે શાણપણ વધારે જોર કરતું નથી, તે કહેવતને અનુસરી રાજાના સખત આગ્રહના લીધે તેની દીકરી "યવની" સાથે પંડિતજીને નેકા ( સાદી ) કરવી પડી; ત્યાં રહી થોડાજ વખતમાં પુરેપુરો અથર્વ વેદ ભણી "યવની" ને લઈ પોતાના ત્યાં આવ્યા. બાદ જ્ઞાતીને પોતાની હકિકત જાહેર કરી. તો જ્ઞાતિએ કહ્યું કે મહારાજ જો અમારા કહેવા મુજબ તમોએ માત્ર ખાનપાન લીધુંજ હોત તો તો અમે બધા તમોને પંગત આપત. પરંતુ આપે તો તેમની દીકરી "યવની" સાથે લગ્ન કર્યું ને તેની સાથે અનેક વ્યવહારો કર્યા તેમજ તેની સાથે ગૃહ વ્યવહાર પણ રાજાના આગ્રહના લીધે ગૃહમાં રાખી કરો છે. તેથી તમોને જ્ઞાતિ પંગત આપી શકસે નહિ. પંડિતજી સમજીને, શાણા વ્યવહાર કુશળ હતા, તેથી પંગત લેવા માટે જરા પણ આગ્રહ કે ઝંડો ઉપાડયો નહિ હોય, પરંતુ એક દિવસ તેમનું જ્ઞાતિભોજન હતું. ત્યારે કેટલીક પાડોસણ બાઈઓએ આ પંડિતજી મહારાજની સ્રી "યવની" ને કહ્યું કે આ નાત તો તારી છે. પણ તમને તો, યવન કન્યા હોવાને લીધે પંગત બહાર કરેલાં છે. આ સાંભળતાંજ! યવનીએ કહ્યું કે શું હું પ્રભુની સૃષ્ટિ બહારની તો નથી. અમે બધાં એકજ જગત કિરતારના સંતાનો છીએ તેમ ચાર વેદમાંનો અથર્વ વેદ તો મારા પિતા પાસેથી પંડિતજી શીખેલા છે. તેમ વળી હું રાજકન્યા છું છતાં હું! પંગત બહાર

આ શું ! એવું મનમાં ઉતરી જવાથી સોળું પહેરી જ્ઞાતિની પંગતમાં જઈને બેઠી. તે વખતે પંગતના અસંખ્ય માણસોમાંથી, આ સમર્થ પંડિતજીની સ્ત્રી છે; તેમ વળી બાદશાહની દીકરી છે. તેથી કોઈ તેના મુખ ઉપર તો બોલી શકયું નહિ. પરંતુ તે જ્યાં બેસે ત્યાંથી બધાં ઉઠી જઈને બીજી જગાએ બેસે ત્યારે યવની પણ ત્યાંજ જઈ બેસે. તે વાતનો છેડો ઘણો ટાઈમ ગયો, પણ આવી શકયો નહિ. છેવટે જ્ઞાતિના આગેવાનોએ પંડિતજીની પાસે જઈ કહ્યું કે માહારાજ આપનાં "યવની" આજે પંગતમાં જમવા આવ્યાં છે, તેથી જ્ઞાતિ ભોજન લઈ શકતી નથી; તો કૃપા કરી આપ તેમને સમજાવી ત્યાંથી પાછાં લઈ આવો તો ઠીક પડે. આવા જ્ઞાતિના અગ્રેસરોના શબ્દો સાંભળી પંડિતજી તરતજ ચાલ્યા ને પંગતમાં આવી "યાવની" ને સમજાવવા લાગ્યા ત્યારે યાવનીએ જવાબ દીધો કે શું હું યવન કન્યા છું; તેથી મારો ત્યાગ કરવામાં આવે છે ? ભલે હું યવની છું છતાં પ્રભુની સૃષ્ટિમાં તો આપણ બધાં એકજ માતા પિતાના સંતાનો છીએ શું મારો ધર્મ વેદ બહારનો છે ? નહિ, નહિ મારો ધર્મ વેદ તથા શાસ્ત્રના સંમત છે માટે પંક્તિ વાસ્તે મારે મોટો વાંધો છે. તે વખતે ખાસ પંડિતજીએ સમસ્ત જ્ઞાતિ બંધુઓને વિનંતિ કરી કહ્યું કે. તમો બધાએ મને કહ્યું હતું કે તમોને પંગત આપીશું તોપછી મારો તમે જ્ઞાતિ કોઈ પણ રીતે રસ્તો કરો; કારણકે જ્ઞાત ગંગા છે ને ખાસ પતિતને પાવન કરવામાં સમર્થ છે. આવા આવા અનેક વચનો પંડિતજીએ કહ્યાં પણ જ્ઞાતિવાળા કોઇએ પણ માન્યાં નહિ. છેવટે જ્ઞાતિએ પંડિતજીની આગળ જાહેર કર્યું કે; આજ તો આપ આ તમારી યવની ધર્મ પત્નિને લઇને પધારો ને આવતી કાલે તમોને પતિતપાવિની ગંગાજી જો છેક ઉપરના પરથરે બાવનમા પગથીએ આવી સ્નાન કરાવી પવિત્ર કરી જાય તો અમારે જ્ઞાતિને જરા પણ વાંધો નથી. છેવટની આ વાત થતાંજ પંડિતજીએ તે વાત કબુલ રાખી. ને તેજ પ્રમાણે પંડિતજી બીજે દીવસે કાશીતલવાહિની ભગવતિ ગંગાના કાંઠે ઘાટના છેક ઉપલા

બાવનમા પગથીએ બીરાજમા. તે વખતે આખી બાલગોપાલ સમસ્ત જ્ઞાતિ તથા બીજાં પણ અસંખ્ય મનુષ્યોથી ગંગાના બંને ત્રણે ઉપર તલ માત્ર જેટલી જમિન દૃષ્ટિ પહોંચે ત્યાં સુધીમાં દેખાતી નહોતી; આ ચમત્કાર જોવા રાજા માહારાજાઓ તથા શેઠ, સહુકારો, તથા સમર્થ વિદ્વદમંડલ, તેમજ જાતિમાં ભિન્નતા સિવાયનાં અગણિત મનુષ્યોની હાજરી થઈ હતી. તેજ સમયે જગન્નાથ પંડિતે અથર્વ વેદની વાણીના રહસ્યમય ગંગાની પ્રાર્થના શ્લોક રૂપથી શરૂ કરી કે જ્યાં એક શ્લોકથી ગંગા એક પગથીયું વધ્યાં બીજાથી બીજું ત્રીજાથી ત્રીજું તેજ ક્રમ પ્રમાણે એક એક શ્લોકથી એક એક પગથીયું ચડતાં ગંગાજી છેક બાવનમા પગથીયા લગોલગ આવી પહોંચ્યાં. પંડિતજી બાવનમો ચવની માટેનો અથર્વ વેદવાણીના રહસ્યમય શ્લોક ભણતાની સાથે ગંગાજી પંડિતજીને સ્નાન કરાવી પંડિતજીની ખાત્રી લોકોને પ્રત્યક્ષમાં આપી જય જયકાર શબ્દોના વચમાં પોતે હતાં તે અસલ સ્થિતિના પ્રવાહ રૂપમાં આવી શાન્તિથી વહેવા લાગ્યાં. ને તેજ વખતે બ્રાહ્મણજન સમુદાયે પંડિતજીનો તથા "યવની" નો સપ્રેમ ક્ષમા માગી સ્વિકાર કરી લીધો. આ દૃષ્ટાન્ત ઉપરથી એટલુંજ સમજવાનું છે કે ગમે તેવી ને ગમે તે ભાષામાંના માન્ય ધર્મ પાળો; પરંતુ ધર્મ જરૂરથી તારેજ છે. તો ચાર વેદમાંનુજ નામ ધર્મ છે, સમર્થ પુરૂષોની, તથા આદિ અનાદિ કાલથી ચાલતા આવતા ધર્મની નિન્દા એ તો ખરેખરૂં વંશવૃદ્ધિ વિનાશક એક અધમ કૃત્ય છે.

પ્રિય બંધુઓ ખરેખર તારનાર ધર્મ છે. ને તે ધર્મ તેજ કુલ ધર્મ ગણાય. નહિ કે હાલના સપાટાબંધ ને ગુમતા વાતાવરણમાં તાંતણાથી તરવાને ઈચ્છા કરનાર તથા બીજા ભોળા દીલનાને તરી જશો તેમ કહી તેમાં ઉતારનાર તો ખાસ વાયુના યોગે, ને પોતાના પૂર્વ કર્મના બલે, તે જાળમાં ફસાયેલાજ છે.

પરંતુ અખંડિત નિરંજન નિરાકાર સ્વરૂપ ઘીના દીવાની જ્યોતિ કે જે આલોક તથા પરલોકમાં મોક્ષદાતા છે. તેમ ઘૃતદીપ

જ્યોતિનું દર્શન, યાતો ધ્યાન, મુક્તિએ નથી પહોંચાડતું, તેથી કલ્યાણ નથી થતું જ્યોતિનું સ્થાન તેતો આપણો વિધર્મ છે, ધર્મ ગુરૂની વાણી તેતો ભાષા યવની છે, આપણુ હિન્દુઓને શોભતી નથી વગેરે વાતોને માનનારાઓને, તથા જુઠાં છાપાં રાગ દ્વેષથી છપાવી મારનારાને વળી અમે સતપંથી નથી એવા ગ્રામવાસી સિંહોને તો શું બીજું બહુ કહીએ. હાય. કલિયુગના જમાનાની જવાનીનો રંગ દેખાડવાનો સમય કલિયુગે લીધો છે. આવી કુલ ધર્મની તથા ધર્મગુરૂ કાકાની નિન્દા કરવી તે શું ધર્મ વિરૂદ્ધ વાતો નથી ? પરંતુ જરાક ઉંડા ઉતરી વિચારશો તો તમને ખબર પડશે કે આપણે હિન્દુ મટી મુસલમાનમાં ગણાતા નથી થયા, નહિ થઈશુ ને થવાના પણ નથી. પરંતુ આપણે મહાન ચમત્કારી કે જેમણે ચાર ધામ ને કાશી યાત્રાએ જતા બ્રાહ્મણોને તે કુમારિ જગામાં કાશી વિશ્વનાથનું તથા પતિતપાવની ગંગાનું દર્શન કરાવ્યું. તે સિવાય બીજી પણ નાની મોટી યાત્રાના દર્શનનો લાભ ત્યાંને ત્યાંજ આપ્યો. તેજ વખતે તે બ્રાહ્મણોએ તે આધ્ય પુરૂષ સમર્થ “ ઈમામશાહ ” બાવાનો સતપંથ સ્વિકાર્યો. ને જ્યોતના ઉપાસક થયા કે જેમના વંશની બાવા સાહેબની કૃપાથી અત્યારે પણ સૈયદો એવા નામથી કીર્તિ ચાલુ છે. કે જે સતપંથ ધર્માનુયાયી સૈયદો કોઈ મુસલમાન સાથે સંબંધ રાખતા નથી; તે વાત સાબીત છે. ને ગાદિને તેની પુરેપુરી ભરોંસાવાળી ખાત્રી છે.

જે સ્થાનમાં તે વખતની પુરાતની જનોઈઓ તથા રૂદ્રાક્ષ વગેરે તથા ગંગીઓ કુવો; કુમારિકા જગા, ઘીના દીવાની જ્યોતિ ઈત્યાદિ વસ્તુઓ અત્યારે પણ આ લખેલા પ્રાચીન ઈતિહાસનો ભાસ આપી ભાન કરાવે છે. આવા ચમત્કારી પુરૂષો માટે યાતો તેમની ઈચ્છા મુજબ ચલાવેલા ધર્મ માટે જેટલાં તોફાનો બોલી ચાલીને ચલાવવાં તે બધું સાહસિક ગણાય.

આર્યાવર્તમાં રહેલા કયા આર્યો, હોમ કાર્યમાં વપરાતા ને દીપ જ્યોતિમાં વપરાતા વિષ્ણુ તેજ [ઘી] ને માનતા નથી. તેમ કયા

ધર્મના મનુષ્યો ચમત્કારી મહાપુરૂષોની તથા તેમની માન્યવર ગાદીની નિન્દા કરી, તે તરફ માન રહિત ભાવથી કુલધર્મના પુરૂષો નહિ જોતા હોય તેવું છે ? સત પંથ સાચો માર્ગ તજી વિધર્મરૂપ તાંતણાની જાળમાં ફસાવાથી કોઈ પણ સ્થલમાં દુઃખ કરનાર; ધર્મની વિરૂદ્ધતાનો ત્યાગ કરી, અત્યારની કલિયુગે પાથરેલી સુતરના તાંતણા વાળો જાળમાં એકદમ ન ફસાવ, હલકી સોબતોની અસરોનો સત્વર ત્યાગ કરો. વાંચો આંમલીના પાંનડાંનું દ્રષ્ટાન્ત.

આંમલીના છેક નાનામાં નાના પાંનડાની સાથે રાત્રિ દિવસભર સોબતમાં રહેલો આંમલીના ફલરૂપ કાતરો, મોટો હોય છે. પરંતુ હલકા ને નાનાની સોબતના લીધે તેમાં ખટાસનો ગુણ પુષ્કળ ઉતર્યો; તેથી તેને રોગી, જોગી, ભોગી, કે કોઇપણ તેનું અંગિકારપણું કરતા નથી; તે પણ સોબતનું ફલ છે. માટે વિચારી ધર્મ તરફ બુદ્ધિની ભ્રષ્ટતાથી થતો દુર્વિચાર ત્યાગ કરવો. ને પોતાના કુલ ધર્મપર પૂર્ણ આસ્થા રાખી પોતાનું તથા ધર્મનું ગૌરવ વધારવું, ને પોતે પોતાના કુટુંબ સાથે સુખી રહેવું. વળી પોતાની જ્ઞાતિ કે જાતિ સામે વિરૂદ્ધ થવાથી અને અભિમાનમાં ઉતરી જ્ઞાતિ ભાઈઓ સામે યથેચ્છ શબ્દો બોલવાથી તેમજ કુલ ધર્મનો ત્યાગ કરી સ્વેચ્છાચારી બની પરધર્મમાં પ્રવેશ શાસ્ત્ર તથા વેદ વિરૂદ્ધ રીતથી કરવો તેનું પરિણામ દરેક પ્રાણીને વિષમ મલે છે. એટલે તેને આ લોક તથા પરલોક બંને જગાઓથી દુઃખ પડે છે. વિચારો ગરૂડ ને વિષ્ણુ ભગવાનનો બનાવ.

ટીટોડી નામના પંખીના ઇંડાં માળા સાથે સમુદ્ર ખેંચી ગયો ત્યારે ટીટોડીએ મહાન વિલાપ કર્યો ને તે દુઃખથી તેણે પોતાના પંખી સમસ્તની જ્ઞાતિ એકઠી કરી; તે વખતે માત્ર ગરૂડજી, હું વિષ્ણુ પરમાત્માનો ખાસ અગત્યનો પંખી છું. તેમ આખી જ્ઞાતિનો હું રાજા છું ને હું જે ધર્મ આચરૂં છું તે મહાન ધર્મ છે. તેમજ તે પંખીઓ જે ધર્મ આચરે છે તે તો સાધારણ ધર્મ છે. આવો અભિમાન આવવાથી પંખીઓના ટોળામાં તેમની હાજરી થઇ નહિ.

પરંતુ " **ज्ञातिजसमर्थ** " " **पंचतेजपरमात्मा** " નુંજ સ્વરૂપ છે. તે પ્રમાણે હરેકે સમજી જ્ઞાતિના જો કે નાનાં નાનાં પંખીઓ હતાં તોપણ એકદમ એકમત થઈ બોલવા લાગ્યા અહો શું ? ગરૂડ આપણાથી જુદા સ્થાનમાં રહેવાથી આપણો પંખીપણાનો કુલધર્મ ત્યાગ કરી આજે આપણી સભામાં હાજરી આપી નથી. શું આપણા કુલધર્મની તે અવગણના કરે છે ? હોય મહાનના સંગમાં રહ્યા એટલે તે મહાન પુરૂષની મહત્તા, ગંભિરતા, નિરભિમાનતાદિ ગુણો તો ક્યાંથી તેમનામાં ઉતરે. પણ હું મોટા માણસ પાસે રહું છું તેથી હું મોટો, તેવો અભિમાન તો ખાસ જરૂરથી હલકટ વિચારના માણસમાં ઉતરેજ ઉતરે. અસ્તુ આજે આપણ બધાં પંખીઓ ગરૂડજી માટે ઠરાવ કરીએ છીએ કે તેમણે પોતાનો કુલધર્મ અભિમાનના યોગે ત્યાગ કરી મોટા દેખાવા માટે પરધર્મ સ્વિકાર્યો છે, માટે તેમનો જ્ઞાતિ સાથેનો હરેક રીતનો વ્યવહાર આપણે બંધ કરીએ છીએ ને આપણાથી તેમને બહિષ્કૃત જાહેર કરીએ છીએ. આ ખબર આપણે વિષ્ણુને મોકલી આપો, અને આપણ બધાં ભલે નાનાં નાનાં છીએ પરંતુ આપણાં પંખીનાં ઈંડાં લઇ જનાર સમુદ્રને આપણી પાંખોથી ખાલી કરી નાંખો એજ.

વિષ્ણુ ભગવાનને આ ખબર પહોંચતાંજ પરત્માએ ગરૂડનો તત્કાલ ત્યાગ કર્યો ને કહ્યું કે જ્ઞાતિથી બહિષ્કૃત થયેલો પ્રાણી મારા ઉપયોગમાં શાસ્ત્રોક્ત નીતિ પ્રમાણેથી ના આવે; કારણ કે જ્ઞાતિ એ એક મારૂં સ્વરૂપ છે, ને કુલધર્મ ગમે તો ગુણોથી રહિત હોય તોપણ તેજ પાળવો તેવું મારૂં વેદપથ વચન છે. તે માટે ગરૂડ તારી જ્ઞાતિ ફરી કુલધર્મ સ્વિકારવાથી તારૂં ગ્રહણ કરશે તો હું તને અંગિકાર કરીશ.

પ્રિય બંધુઓ વિચારો કે પ્રત્યક્ષ પ્રભુ પણ કહે છે કે જ્ઞાતિ તે મારૂં સ્વરૂપ છું ને કુલધર્મ વિરૂદ્ધતાને સ્વિકારનારનો પ્રભુ પણ જરૂરથી ત્યાગ કરે છે. છેવટે ગરૂડ પોતાની જ્ઞાતનાં પંખીઓને એકદમ જઈ નમી પડી પોતાનો કુલધર્મ સ્વિકારી લીધો ને બધાં પંખીઓના સાથે પોતાના સ્વધર્મમાં જોડાઈ ગયા ને તેથી સમુદ્ર પાસેથી ટી-

ટોડીનાં ઈંડાં પાછાં મેલવી આપી, પોતાનો કુલધર્મ છે તેજ શ્રેષ્ઠ છે એમ કહી ગરૂડ વિષ્ણુ પાસે આવ્યા ત્યારે પરમાત્માએ તેમનો અંગીકાર કર્યો. ને ત્યારેજ ગરૂડની કીંમત ગણાઈ. સાધારણ પંખીઓએ આટલું બધું પરાક્રમ કર્યું તો પછી કચ્છ દેશના પીરાણા "સતપંથ" ધર્મના ધર્મચુસ્ત અમે બધા ધર્મ વીર બંધુઓ તથા અન્ય દેશ પ્રદેશના સ્વધર્મી ભાઈઓ શું બે ચાર જણ પોતાનો સ્વધર્મ છોડી પરધર્મમાં પ્રવેશ કરી આ ધર્મની નિન્દા કરવા મચશે એટલે અસંખ્ય ધર્માનુયાયી શિષ્ય, પ્રશિષ્યો, ડગી જશે શું? નહિ નહિ. સ્વધર્મના લોહ સાંકળના બન્ધન અગાડે સુતરના તારનું બન્ધન હિસાબમાં નથી. તેમ જેના જેના ઉપર ગુરૂ રૂઠે તેનું પ્રભુ પણ રક્ષણ નથી કરતો. પરંતુ પ્રભુ રૂઠે તો ગુરૂસ્થાન રક્ષણ કરી શકે છે. વાંચો વચન "हरि रुष्टे गुरु त्राता गुरौ रुष्टे नकश्चिन" જરૂર આપણા આદ્ય ગુરૂનો ચમત્કારી પ્રતાપ હાલના ગાદિપતિ કાકાઓના શરીરે ઉતરે છે. તે વાત ચોકસ છે. વિચારો કે ગાદિ ઉપર આવવું તે પૂર્વ જન્મનું પૂર્ણ પુન્ય હોય, તેમજ આ લોકમાં સદાચારવાન હોય તોજ તે ઉત્તમ પદ મલી આવે છે. અસંખ્ય ધર્મ વીર પુરૂષોનાં મસ્તક જ્યાં નમે ત્યાં સમર્થ તેમજ બ્રહ્મચર્યાદિ વૃતવાન પુરૂષ હોય તેનીજ પ્રભુ ગોઠવણ કુદરતી રીતે કરે તેમાં જરા પણ શક હોયજ નહિ. કારણ કે તેમાં અનુમાન પ્રમાણ મુખ્ય રહેલું છે. તે એકે ઘણા મનુષ્યોની ધાર્મિક લગામ ખુદ પરમાત્મા પોતે જેવા તેવા મનુષ્યના હાથમાં મુકતોજ નથી; તો પછી ગુરૂ ગાદિપતિ કાકાશ્રીની નીમણુંક કરનાર પરમાત્માના નૈસર્ગિક કામમાં કોઈ પણ રીતની જરા પણ ખામી બતાવવી, તેથી આપણે કોની કોટીમાં ખપીશું તેનો પ્રથમથી વિચાર કરવો જોઈએ છે. કે તેથી તેમને કઇ કોટીપર મુકીશું. હાય સમયની બલિહારી છે. અરે સમર્થના ગુણગ્રાહિ નહિ બનતાં ઉલટા આંખમાં કામ, ક્રોધ, લોભ, દ્વેષ, વગેરે સદાને માટે દગલબાજ ગણાતા દુશ્મનોને સ્થાન આપી જેમ તેમ તેમની પ્રેરણા પ્રમાણે વર્તવું તે શું અન્ધતા ન ગણાય? આપણાં શાસ્ત્રો અનેક જગાઓપર લખે છે કે ગુરૂ એજ આ

ભવરૂપ સમુદ્રમાંથી મનુષ્યોને જ્ઞાનરૂપિ નાવડાના નાયક બની આપણને તેમાં બેસાડી અવિનાસીના અવિચળ ધામ પ્રત્યે લઇ જાયછે.

પ્રિય બંધુઓ હિમાલયના પહાડમાં હીમપણાવાળો દોષ જાહેર કરવો તેતો એકજ છે. એટલે દરેકને બોલવો ઠીક પડે છે. પરંતુ તેની સાથે તેનામાં અનેક ગુણો જેવાકે હીરા, માણેક, મોતી, પ્રવાલ દિવ્ય ઔષધિઓ વનસ્પતિલતાઓ વગેરે બીજું અનેક ઉત્તમ સાહિત્યથી તે પહાડ ભરપુર છે. પરંતુ દ્વેષના વિકારવાળી આપણી આંખમાં તે ઉતરતું નથી, ને કદાચ જાણવામાં હોય છે તો અંતરના છુપા દુશ્મનોના ઘેરાને લીધે તેનું તો બિલકુલ જાહેર કરવાપણું છેજ નહિ. પરંતુ કદાચ અનેક ગુણોના ભંડારમાં એક સાધારણ દોષનેજ જાહેરમાં ધજાનું સ્થાન આપવું તે શું મનુષ્યત્વપણાને કે કુલધર્મની સંરક્ષણતાને સુચવે છે? વાંચો પ્રમાણ કુવલયાનંદ ગ્રન્થનું વચન "गुणदोषौ बुधोगृह्णन्निन्दुक्ष्वेडा विवेश्वरः" शिरसाश्लाघते पूर्वं परं कंठे नियच्छति" તેમજ "हंसोयथा क्षीरमिवाम्बुमध्यात्" હમેશાં દરેકમાં ગુણ તેમ દોષ પ્રભુની સૃષ્ટિમાં જન્મેલા પ્રાણિઓ સાથેજ તે પણ જન્મે છે. પરંતુ ડાહ્યો માણસ ગુણોને પોતાના મસ્તકથી વધાવી લે છે ને દોષોને પોતાના કંઠની અંદર સ્થાન આપે છે. જેમકે મહાદેવજીએ ચંદ્રની કલાને મસ્તક ઉપર સ્થાન આપ્યું; ને વિષ ( ઝેર ) ને પોતાના કંઠમાં રાખ્યું છે. તે વાત તો આપણે દરેક મનુષ્યો જાણીએ છીએ. તો તેવા સમર્થના આચરેલા આચરણ તરફ નહિ જોતાં દ્વેષથી બનાવટી દોષો કલ્પી ઉલટું આચરણ બોલવું યાતો છપાવી મારવું તે શું. ક્ષુદ્ર દ્રષ્ટિથી તિરસ્કાર આપવા જેવું ન ગણાય ? વળી ખ્યાલ કરો કે દુધ અને પાણીના સંમેલનમાંથી હંસ જેમ દુધને નિવડી કાઢે છે, ને બાકીનો ભાગ પડતો મુકે છે, તેમ હંસની સ્થિતિ દરેકે ગુણદોષના ગૃહણમાં લેવી તેવી નીતિની પણ રીત છે.

પ્રતાપિ રાજા મહારાજાઓમાં, તેમજ યોગી મહાત્માઓમાં તથા વનરાજ, ગજરાજ, તથા ધર્મગુરૂ તથા વિદ્વાનોમાં, જેને આ-

પણ દોષો લેખીએ છીએ તે દોષો નથી પરંતુ પોતાનાનું તેમજ બીજા પોતાના અનુયાયીઓના રક્ષણના સાધનરૂપ તે ગુણોજ ઉત્તમ રીતે લેખાય છે.

દરેક પ્રાણિએ પોતાના આચાર વિચાર શુદ્ધ ને સરલ પોતાના કલ્યાણાર્થે તેમજ મોટા માણસના આચરણને દેખી તે પ્રમાણે વર્તન કરવા વિચાર ધરતા ઈતરજનોના અનુગ્રહ માટે કુલધર્મની આજ્ઞા પ્રમાણેજ રાખવા "ગીતામાં પ્રભુ વચન"

आचार परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एवच ।
आचारेणतु संयुक्तः सम्पूर्ण फलभाग्भवेत् ॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः
सयत् प्रमाणं कुरुते लोकः तदनुवर्तते ॥

સતત કહેવા સાંભલવા, સંભલાવવા ને ભણવા ભણાવવાનું ફલ એ છે કે, ઈશ્વર તેમજ તેના વચનોથી ભરપુર વેદ શાસ્ત્રોના અનુકુલ પોતાના કુલધર્મ (સ્વધર્મ) નું આચરણ કરવું તેજ શ્રેષ્ઠ ધર્માચરણ ગણાય છે. વિદ્યા ભણી યાતો પૈસા કમાઈને અભિમાનમાં કે પરધર્મમાં અભિરૂચિ નહિ ધરતાં તેજ વિદ્યા ને ધનના યોગથી પોતાના કુલધર્મની મર્યાદાનું રક્ષણ કરે છે. તે મનુષ્યો આચારથી યુક્ત બની આલોકમાં તેમજ પરલોકમાં સમ્પૂર્ણ સુખરૂપ ફલોને જરૂરથી ભોગવે છે. વળી શ્રેષ્ઠ મનુષ્યો જેવા જેવા પોતાના આચાર વિચારો રાખે છે. તેવાજ આચાર વિચાર સાધારણ સ્થિતિના સામાન્ય મનુષ્યો પણ તેમની દેખાદેખી રાખે છે. તેમાં "ગાઢરીઓ પ્રવાહ" ગુજરાતીઓને તો વારસાના જેવો ગણાય છે. માટે શ્રેષ્ઠ મનુષ્યોએ લોકમાં સદાચરણની મર્યાદા કાયમ રાખવા માટે પોતાના આચાર વિચાર કુલધર્મ પ્રમાણે ને મર્યાદાવાળા રાખવા જોઈએ. બુદ્ધિની ભ્રષ્ટતાથી યથેચ્છ રાખવામાં પાપ લાગે છે તેવી પ્રભુની આજ્ઞા છે. વેદમાં (तै. प्र. अनु. ११ कं० १-२-३-४.)

वेदमनूच्याचार्योऽन्ते वासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । कुलगुरवे प्रियं धनमाहृत्य प्रजातंतु माऽव्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्याय प्रवचनाभ्यां न प्रमदितव्यम् । देवापितृ कार्याभ्यां नप्रमदितव्यम् । मातृदेवो भव । पितृ देवो भव । कुलगुरु देवो भव । अतिथि देवो भव ॥ यान्य नवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि ॥ यान्य स्माकः सुचरितानि तानि त्वयो पास्यानि नो इतराणि । श्रद्धया देयम् । अश्रद्धया देयम् । श्रिया देयम् । ह्रिया देयं । भिया देयम् ॥ संविदा देयम् । एष आदेशः । एष उपदेशः । एषावेदोपनिषत । ( तै० प्र० अ० ११ कं० १–२–३–४ ॥

દરેક ધર્મગુરૂ પોતાના શિષ્ય તેમજ શિષ્યાઓને ઉપર બતાવેલા વેદ, ઉપનિષત્ પ્રમાણોથી "સત્પંથ" સાચો માર્ગ ધર્મનો બતાવે છે. ને તેમાં કેટલાકને સખત ઉપદેશ આપે છે કે, સદા સત્ય બોલ, કુલધર્મ પ્રમાણે સદાચરણ કર, આળસ તજી પોતાના કુલધર્મની વાત તથા જ્ઞાનદાત્રી વિદ્યા, સદાને માટે ભણ, તથા બ્રાહ્મ, પૂર્ણ બ્રહ્મચર્યથી સમસ્ત વિદ્યાઓનું ગ્રહણ કર, પોતાના ધર્મગુરૂઓને પ્રિયધન આપ્યા કર, વિવાહ કરી ઉત્તમ સન્તાનોની ઉત્પત્તિ કર, આળસથી સત્યને કદિ ન છોડ, પ્રમાદથી કે કુસંગથી કદિ પણ સ્વધર્મ ( કુલધર્મ ) નો ત્યાગ ન કર, પ્રમાદથી આરોગ્યતા, ચતુરાઈ, ને ભણવું, ભણાવવું, ન છોડ, અનિન્દીત ધર્મરૂપ સત્ય કામો સદા કર્યા કર, દેવ, વિદ્વાન, માતા, પિતા, કે પોતાના સ્વધર્મના કુલગુરૂ આદિનો ત્યાગ ન કર, તેમ કુસંગીઓની સોબતથી તેઓની સેવામાં કોઈપણ પ્રમાદ પણ ન કર, પરંતુ તેમની તન, મન, તથા ધનથી સદા માટે સેવા કર્યા કર, ગુરૂની નજદિકમાંજ સદા વાસ કર, ને દરેક વાતોમાં તેમનોજ વિશ્વાસ કર, કુલગુરૂને જે જે આપવું તે પૂર્ણ શ્રદ્ધાથી આપવું, તેમજ અશ્રદ્ધા

હોય તોપણ આપવું, શોભાથી આપવું, લજ્જાથી આપવું, ભયથી આપવું, તેમજ પ્રતિજ્ઞાથી આપવું. અર્થાત પોતાની કમાઇનો અમુક ભાગ પોતાના ગુરૂસ્થાનમાં માગણી વગર મોકલી આપવો, જેમ ( રઘુ. કા. સ. ૫. ) षष्ठांशमुर्व्याः इव रक्षितायाः । પોતાની કમાઇનો છઠ્ઠો ભાગ રાજાને આપવો તે સશાસ્ત્ર છે. તેવી રીતે ગુરૂસ્થાનની પ્રતિષ્ઠા જળવાઈ રહે તે હેતુથી તેમજ પોતાના ધર્મ-રક્ષણના કારણથી ગુરૂસ્થાનમાં પોતાનો ઉપહાર, ભાવ, તથા આદરથી સમર્પણ કરવો. તે ધર્મ હે શિષ્ય શિષ્યાઓ તમારો છે. આ વાત વેદ વચનની રાહે પ્રભુનીજ ખુદ વાણી મેં તમોને સંભળાવી છે.

હમેશાં ગુરૂતેજ, માતા, પિતા, બન્ધુ, મિત્ર, સુહૃદ, તેમજ ઈશ્વર પણ તેજ છે. તેમ સંસારના મહા ભયથી ગુરૂજ છોડાવે છે. પ્રિય ધર્માનુયાયી ભાઈઓ જરા ઝીણી દ્રષ્ટિએથી જુઓ તો ખબર પડશે કે જેમને રાજસત્તાનો પટો, યાતો ચાંદ, અથવા તો આ રાજાનો માણસ છે. તેવી ઓરખાણનું કાંઈ પણ ચિન્હ મલ્યું હોય છે. તો તે, રાજાએ આપેલી ચિન્હ વાળી સત્તાથીજ યા તેજથી સમસ્ત પ્રાણિ માત્રનું રાજા રક્ષણ કરે છે. તો પછી ગાદિ ઉપર આવેલા આપણા ધર્મગુરૂમાં, આદ્ય પુરૂષ ચમત્કારી મહાત્માના તેજથી ઝગઝગાટ દેદીપ્યમાન પ્રતાપ જ્યોતિરૂપ ચિન્હ તેમને મલ્યા પછી ગુરૂ અભણ રહે તે વાત બિલકુલ સંભવતીજ નથી તે વિષે પ્રાચીન તેમ અર્વાચીન અસંખ્ય દ્રષ્ટાન્તો છે. જેમાંનું એક દ્રષ્ટાન્ત આપ સર્વે અગાડે રજુ કરૂં છું. કલિદાસ નામના મહાન કવિવર શિરોમણીને તો આપ સર્વે જાણતાજ હશો. તેમ કવિ કાલિદાસના નામથી કોઈ અભાગી પુરૂષજ અજાણ હશે, પ્રથમ કાલિદાસ નિરક્ષર હતા ભણવા સારૂં ઘણી મહેનત કરતાં પણ એક અક્ષર પણ તેમને આવડતો નહોતો તેથી તેમને ઘણા લોકો તથા ક્ષમારહિત મનુષ્યો અભણ તરીખે માનતા, પરંતુ બોલાવામાં પંડિતજી તરીખે નમ્રતા પ્રમાણેથી વ્યવહાર કરતા, નહિ કે એકદમ. અભણ ઈત્યાદિ વિષમ પરિણામરૂપ શબ્દો બોલી વળતા નહોતા છતાં કાલિદાસ સ-

મજી જતા કે હું તદ્દન અભણ હોવાથી મને આ મોટા દીલના માણસો ખોટું ન લાગે તેટલા ઉદ્દેશને સંભાળી પંડીતજી એમ કહી બોલાવે છે. પરંતુ હું મૂર્ખ હોવાથી આપઘાત કરવો શ્રેષ્ઠ છે. તેમ વિચારી કુવા ઉપર આવી રહેલા એક ઝાડના ડાળા ઉપર ઉભા રહી તેજ ડાળાને કુહાડાવડે કાપવા લાગ્યા. તેવા સંજોગોનો વિચાર કરી ભગવતિ જગદંબા કાલિકા પ્રસન્ન થઇ કાલિદાસને જીભ ઉપર અક્ષર લખી દર્શન આપી પોતાના ધામમાં શક્તિ પધારી ગયાં. ત્યારથી કાલિદાસ એક મહાન પંડિત શિરોમણી ને પૃથ્વીતલ ઉપર અનન્ય કવિરાજ તરીખે પ્રસિદ્ધ થયા. વધારે ખુલાસા માટે તેમનું ચરિત્ર તથા ભોજપ્રબંધ વગેરે અનેક ગ્રન્થો વાંચો તરતજ ખાત્રી થશે કે ઈષ્ટદેવની કૃપા થયા વગર અસંખ્ય વીર તથા વિદ્વાનોની નમન કરવા યોગ્ય ગાદિ ઉપર આવવાનો કોઈનો પણ હક્ક લાગુ થતોજ નથી. ને જ્યારે કુલધર્મના પ્રચાલક આદ્ય પુરૂષની તથા ઉચ્ચપીઠ કુમારિક સ્થાનમાં પ્રકાશમાન દીપ જ્યોતિરૂપ ઈષ્ટદેવની કૃપા થયા પછી કોઈ અભણ ગુરૂ હોયજ નહિ. તે વાત ઉપરના દ્રષ્ટાન્તથી પૂર્ણ રીતે સમજી શકાસે. તેમજ ગુરૂ શિષ્ય પ્રશિષ્યોનું હિત ચિન્તી તેમનું ભલુ થાય તેવું ન કરે યાતો તેમનું રક્ષણ ના કરે તેમ કદાપિ બનેજ નહિ ઇશ્વર સર્વજ્ઞ, સર્વ અંતરયામિ, વ્યાપક ને દરેક પ્રાણી માત્રના હ્રદયમાં તે છે. તેના વિણ તલમાત્ર જેટલી પણ જગા ખાલી નથી. જેની ઈચ્છા વગર ( સાં–શા–પ–૧૧ ) **तृणस्य कुब्जि करणे आनिश्वरो जात्रः ।।** મનુષ્ય લીલા ઘાસને પણ વાળવા શક્તિમાન નથી. માત્ર ક્રમ પ્રમાણે એટલે મનુષ્યમાં જે જે અધિકતામય ઉત્તમ છે. તે ઇશ્વરની વિભુતિ ગણાય છે. (ગી. વ.) **यत्तविभुतिमतसत्वम् ।** ઇત્યાદિ.

જરૂર પ્રભુ ગુરૂના દેહમાં વિશેષપણાથી રહે છે. તેમાં જરા પણ નવાઇ જેવું ગણાયજ નહિ. તો સુતરના તારની જાળમાં પ્રાણિઓ દાણાના લોભથી ફસાય છે. તેમાંથી છોડાવનાર ગુરૂજ છે. ને તે જાળના બંધનને કાપનાર પણ ગુરૂ છે. પ્રીય ધર્મી બંધુઓ

ગમે તેવા અભણ ગુરૂ હોય તોપણ તેનામાં પ્રભુએ મુકેલું સામર્થ્ય કાયમપણાથી સ્થિર રહે છે. તેમજ મોટા પરાક્રમી ને પ્રાણીઓમાં શ્રેષ્ઠ રાજા તરીકે મનાતા મનુષ્ય પ્રાણિને પણ કોઈ કોઈ વખત સાધારણ ને અલ્પ પ્રાણિની જરૂર પડે છે ને જે કામ સાક્ષર શિરોમણીઓ નથી કરી શકતા તે કામ એક અલ્પ જ્ઞાની કરી શકે છે. તો પછી ગુરૂસ્થાન ઉપર મુકાયેલાઓ માટે તો અભણ સભણની વાતો દ્વેષ પુરતીજ મનાય છે. વાંચો અભણને સાધારણ પ્રાણિ મહાન પ્રાણીનો બચાવ કરે છે.

એક વખત એક પારધી એ, સખત સુતરના તારથી ગુંથાયેલી જાળમાં એક મોટો સિંહ પકડયો ને તે સિંહ જાળમાં પકડાયેલો જાણી પારધી ઘણોજ ખુસી થયો ને મનમાં મકલાવા લાગ્યો. ને સિંહ પોતના મરણથી ઘણોજ ચિન્તા મગ્ન થયેલો હતો તેવામાં તેનો એક સાધારણ મિત્ર ઉંદરે ત્યાં આવી પકડાયેલા સિંહને જોયો સિંહ ઘણોજ પરાક્રમી, કુશલ, ને ચતુર, હતો પરંતુ છુટવાનો ને પોતાનો પ્રાણ બચાવવાનો ઉપાય ન માલૂમ પડવાથી દયામણા મુખવાળો થઈ ગયો હતો. તે વખતેજ તે સાધારણ ઉંદરે પોતાની ચાંચથી જાળ કાપી નાંખી. કે જેથી તત્કાલ તે દુ:ખમાંથી મુક્ત થયો. હવે વિચારશો તો ખબર પડશે કે દક્ષતા; ને ઈશ્વરી દત્તશક્તિ અગાડે ડીગ્રીઓ પાસ, યાતો કેવલ વાકચતુરતાની જરૂર નથી પરંતુ. ઈષ્ટ કૃપા ને, ધર્મ રહસ્ય જાણવાનીજ જરૂર છે, શું અત્યાંર સુધીના પૂર્વજો પરલોકના ઉત્તમ સુખમાં નથી „તેવું કોણ સાબીત કરી આપે „છે. અરે મિત્રો ખ્યાલ કરો કે પહેલાના ને અત્યારના ગલઢેરાઓ વિચાર પુરતો કર્યા વગર કાંઈ પગલું ભરતાજ નહિ. આપણા યુવકો કરતાં તે ઘણા વિચારશીલ ને શાણા હતા, અંતરાત્મા કબુલ કર્યા વગર તે કોઈ વાત કબુલ કરે તેવા નહોતા. તેમ પ્રભુ ચમત્કાર વિના કાંઈ થતુંજ નથી; જરૂર આહાર વિહાર પ્રમાણે બુદ્ધિનો પ્રભાવ હોય છે, ને પછી તે તરફ વળેલી બુદ્ધિ "સતપંથ" યાતો ઉત્પંથ જરૂરથી સ્વિકારી લે છે. પરંતુ કિરાતસર્ગ ૨-૩ વાંચો.

**सहसा विदधितनक्रियामाविवेकः परमा पदां पदम् ॥** સાહસ કામ ન કરવું. કારણ કે તે અવિવેક મોટી આપત્તિનું સ્થાન લે છે. તેટલા માટે અમે કચ્છ દેશી સમસ્ત ભાઈઓ સંમત થઇ યુવકમંડલને કહીએ છીએ કે નીતી બહાર પગલું ભરવું તે સાહસ કર્મ ગણાય છે. ને સાહસ કાર્યમાંથીજ આપત્તિ આવવાનો ડર જરૂર રહે છે; જેવી રાજ્ય સ્થાનની હુકમત છે તેવી ધર્મસ્થાનમાંથી ગુરૂસ્થાનની હુકમત હોય છે. રાજ્ય પ્રત્યક્ષ શિક્ષા આપે છે ને ગુરૂસ્થાન અવાજ ને શબ્દ વિનાની રાહ જોઇને શિક્ષા આપે છે. ભાઈઓ આપણા હિન્દુઓમાં ઘણા કીંમતી માનુષી ગુણો છે. પરંતુ સમયના પરિવર્તનથી આપણામાં ઘણા દોષો પેસી ગયા છે, કે જે દોષો આપણી વધતી ઉન્નતિને અટકાવી દે છે એટલુંજ નહિ પરંતુ આપણી અવનતિનો ભયંકર માર્ગ ખુલ્લો કરતા જાય છે. આ જગતમાં માણસો દોષોને દોષ રૂપે જાણે તો તો તેઓ તે દોષને ગૃહણ કરે નહિ ને તે દોષોથી વેગળા રહેવા પ્રયાસ કરે. પરંતુ દોષોને માણસો ગુણ રૂપેજ માને છે.

આપણુ હિન્દુ ભાઈઓમાં ઉપર બતાવ્યા તેવા કુલધર્મ વિરૂદ્ધ થવા રૂપ દોષો દુનિયાના સુધારાના નામે દાખલ થયા છે. તે ખરેખર વિપરિત બુદ્ધિનો પરિણામ છે. કારણ કે તેમનામાં દાખલ થયેલા દોષો પોતાના કુલધર્મી જાતિ ભાઈઓને પણ નિન્દે છે. ને પિશાચિણી વાણીથી તેમના ઉપર અનાદર કાગળીયામાં ને છાપામાં ઠરાવો લખી જાહેર કરે છે તો શું દેશી તથા વીદેશી તથા કચ્છ દેશીય કુલધર્મ ( સતપંથ ) નિષ્ટ જાતિ ભાઈઓને આપણા નવીન સભ્યો ( એટલે ધર્મ શિથિલ ધર્મ ઢિલગંડા બંધુઓ ) આપણને તિરસ્કાર ને હાસ્ય દ્રષ્ટિથી કયાં સુધી જુવે છે? આપણા જાતિ દ્રોહી તથા ધર્મદ્રોહી નવીન સુધારકોના નામે ઓળખાતા લોક બંધુઓને જરા ઓળખીએ ને નકામી હવામણી રૂપી તેમની વાણીની મજાની મિજલસમાં આપણે હવે ભાગ લઈએ છીએ, નવયુવક પ્રિય બંધુઓ "દેખાદેખી સાધે જોગ પડે પીંડ કાં વાધે રોગ" "વિનાશ કાલે

વિપરિત બુદ્ધિ " જ્યારે ઘો મરનારી થાય ત્યારેજ વાઘરી વાડે જાય " આ કહેવતોનો હાલમાં અમલનો સમય આવેલો મને આપણા કેટલાક યુવક બંધુઓ માટે જણાય છે. વાહ મુંબાઈમાં મળેલી સભા ! વાહરે તમારા ઠરાવો ! હવે હોય ! અશકના માર્યા માણસો બુરી હાલતમાં ફસાય છે.

આજ કાલ બંધુઓ આપણો દોષ નથી; સંગને કર્મ દોષ આપણને ઘેરે છે. હાલમાં એવા તો સુતરના તાંતણાઓની આડવાળા નો મીલર ધર્મકુલાંગાર સંતાનો છે કે જેઓ પોતાના કુલધર્મની મર્યાદાનો ત્યાગ કરી હોટેલમાં બેસી મલેચ્છોના હાથનું ખાવું. ને બીજા કેટલાક દુર વ્યસનોની શ્રેણી ઉપર ચઢી જવાનું ખુલ્લમ ખુલ્લા રીતે અંગિકાર કરી દીધું છે. તેજ ખાન પાનની અશુદ્ધતા તથા કુસંગીઓની અંદરની વિહારતા કુલધર્મદ્રોહને જાહેર કરે છે. ભાઇઓ આપણા નવ યુવક મુંબઈના વાસી કચ્છી ભાઇઓમાં આવા ધર્મદ્રોહ આવેજ નહિ. પણ જેને ' જેવો સંગ રંગ તેવો જઈ બેસે' તેવીજ રીતે.

અમે સતપંથ ધર્મના ચુસ્ત બંધુઓ તમો નવ યુવક મુંબઇના વાસી પીરાણા " સતપંથ " ધર્માવલંબી કચ્છી ભાઇઓને તેમનો જાહેરમાં મુકેલો જાહેર સભાનો રીપોર્ટ વાંચી તથા તેમાંના ઠરાવોનું એક જુદું પત્ર વાંચી વસ્તુત: જણાવા જેટલું જણાવીએ છીએ કારણ કે ધર્મના રહસ્યને કુલધર્મનિષ્ટ પુરૂષોજ જાણે છે પ્રીય બંધુઓ ધર્મ વસ્તુ અતિ ગહન છે. છાપાની પતાકાઓ ફરફરાવાથી કે બુમા બુમ કરવાથી યાતો જેમ તેમ છાપાં છપાવી મારવાથી અથવા તો ગાદીના અધ્યક્ષ ધર્મગુરૂ કાકાઓની નિન્દા પેટ ભરીને કરી લેવાથી કાંઇ ધર્મ વસ્તુ જણાતી નથી.

પૃથ્વી ઉપરના રજ:કણો તેમ આકાશના તારાઓ તથા વૃષ્ટિના બીન્દુઓ ગણવા ધારીએ તો ગણી શકાય પરંતુ કુલધર્મ રક્ષણનું ક્ષેત્રફળ ગણી શકાય તેમ નથી. ધર્મનું સંપૂર્ણ રહસ્ય જાણનાર અને તેની ઉપર ઉપરથી ચર્ચા કરનાર, આ બેની વચ્ચેનો ભેદ

બતાવવા માટે મુરારિ કવિએ એક ઉત્તમ દષ્ટાન્ત આપેલું છે. તે કહે છે કે:—

**अब्धिर्लंघितएववानरभटैः किंत्वस्य गंभीरताम् आपाताल निमग्न पोवरतनु र्जानाति मंथाचलः ॥**

સમુદ્રની અગાધતા કેવી છે. તે પુછવું હોય તો કોને પુછવું? રામ રાવણના યુદ્ધને પ્રસંગે મોટા મોટા બહાદૂર અને ચપળ વાનર વીરો પટોપટ સમુદ્ર ઓળંગી લંકામાં ગયા. એ વાત ખરી, પણ સમુદ્રની ગંભીરતા કેટલી તેની કોને ખબર હોઈ શકે? સમુદ્ર મન્થનને સમયે રવઈઆ રૂપે જેને દેવોએ ઉપયોગમાં લીધેલા મંદરાચલ પર્વતનેજ તે ગંભીરતાની ખરી માહિતી હોવાનો સંભવ છે. મુરારિ કવિના આ ન્યાય પ્રમાણે તો પીરાણા "સતપંથ" હિન્દુ કુલધર્મના રહસ્યની ગંભીરતાની માલૂમ, તો તેના ચમત્કાર જાણનારાઓને યાતો શ્રદ્ધાવાન સેવકોનેજ હોય છે. કાંઈ બહિરંગ પરિક્ષણ તથા અન્ય ધર્મમાં મલતી છુટછાટના અતિ નાદે ચઢેલાઓને; કે કુલધર્મ "ગુપ્ત, કે ગહન છે. તેમ નહિ સમજનારાઓને હોયજ નહિ. ધર્મના સ્પષ્ટી કરણ માટે નીચે દર્શાવેલાં ગીતાજીના દ્રષ્ટાન્તોનાં વચનો વાંચો;

"**कुलधर्माः सनातनः । धर्मे नष्टे कुलंकृत्स्न ।**" ઇત્યાદિ.

આપણા પૂર્વજોએ નિશ્ચય કરી સ્વિકારેલો; તેમજ તે વખત તો, વેદના ધર્મ માટેનોજ ખાસ હતો. તેથી આ ધર્મ 'વેદ યાતો શાસ્ત્ર વિરૂદ્ધ નથી માટેજ, તેવા સખત કશાકસીના મામલામાં તથા અત્યાર પહેલાના તેમજ અત્યારના પણ અન્ય ધર્મોની કસાકસીના જબર સંઘર્ષણમાં પણ વેદ વિરૂદ્ધ જો આ 'સતપંથ ધર્મ નથી; તેથી જરા પણ વિકૃતિ કે હાલમટોલમ અવસ્થા આ ધર્મની કોઈ-પણ વખત આજરોજ સુધી આવી નથી. તેથી ખાસ જણાવવાનું કે પૂર્વજોએ અત્યાદરથી સ્વિકારેલો ને ઘણી પેઢીથી ચાલતો ધર્મ તેજ **સનાતન કુલધર્મ** ગણાય છે. તેમજ કહેવાય છે. ને તેનો નાશ થયેથી સમગ્ર કુલ જરૂરથી; અધર્મથી; યાતો વિધર્મથી યાતો અનેક

સંસર્ગોથી પરાજીત થાય છે. ને છેવટે કુલનો સંહાર થવાના સમય, સનાતન કુલધર્મની નિન્દા કરવાથી નજદિક આવી પડે છે.

નવ સભ્ય પ્રિય બંધુઓ હાલના સમયની બલિહારીને જરા ઝીણિ દ્રષ્ટિએથી જોશો તો અચંબો થયા વગર રહેશેજ નહિ. કારણ કે શું ? પીરાણા 'સતપંથ' હિન્દુ ધર્મને ઝાંખ લાગે તેવી ચર્ચા તે એક નવાઈ જેવું ? તેમજ તેની સાથે દિલગિર થવા જેવુંજ ગણાય. કારણકે પરધર્મિઓ વખત છે ને તેવું હલકટ ક્ષુદ્ર કામ કરવા તત્પર થાય પરંતુ આતો તેના તેજ ધર્મના નવ શિક્ષિત યુવકો કમરકસી નિન્દા કરવા તૈયાર ( જેમ 'દુધ પાઈ ઉછેરેલા સર્પની માફક ) થયા છે. 'પરંતુ પેટ ફાટે પાટો ક્યાં બાંધવો !' હોય 'ઘર ફુટે ઘર જાય.' આ કહેવતો પ્રમાણે તમો અનુકરણ યુગના માનને લઇને કરો છો. તેથી અમો સતપંથી અસંખ્ય ભાઇઓએ નક્કી કર્યું છે કે. જેમ તેમ બોલવાથી આ ધર્મને કોઈ પણ રીતથી ઝાંખ લાગે છે; તેમ અમે તો માનતાજ નથી. કારણ કે જમાનાની જમાવટમાં સારી રીતે જામેલા ને સુધારાની ખાડીમાં નહાતા ધોતા; તેમ ધન; જોબન, ને માનના મદમાં પડેલા સ્વેચ્છાચારી જવાનિઆઓ કલિયુગના પ્રતાપે કુલધર્મને લાતો મારેજ મારે ! જુઓ શ્રીમદ્ ભાગવતમાં કલિયુગને ધર્મનો સંવાદ ( ભા. ૧–૧૮ ) કલિયુગમાં લોકો પોતાનો કુલધર્મ છોડી સ્વેચ્છાચારી બનીને શરમાશરમી તેમજ દેખાદેખી રીતથી જે તે ધર્મનો સ્વિકાર કરશે. કુલગુરૂ કે કુલધર્મ તરફ તલભાર સરખો પણ આદરભાવ રાખશે નહિ. તેમ વળી હોટલોમાં, ફેનસી ડ્રેસોમાં, ચાહ પાણીમાં, નાચ નાટકો વગેરેમાં જતાં નાંણાનો હિસાબ નહિ ગણે; પરંતુ જનસમુદાયમાં ને મુગાં પ્રાણિઓમાં સુખ માટેજ વપરાતી. ગુરૂ ગાદી ઉપર જતી સાધારણ ભેટની પણ સખત ટીકાઓ પાપી હૃદયથી કરશે. વાંચો. ( ભા. સ્કં. ૧૨. અ. ૨ ) વિશેષ મનની ખાત્રી કરો; તેમાં બીજાં ઘણાં કલિયુગમાં ભાવી શું શું થશે તેનાં વિવેચન પણ વિસ્તૃત પણાથી છે.

યુવક બંધુઓ–હાલનો સમય કુલધર્મ; ને ધર્મગુરૂઓના માટે જાગૃતિનોજ છે. તે વાત સોએ સો ટકા સાચી છે. કારણ કે હાલના ફેસનની ફસીયારીમાં ફસાયેલા યુવકો પોતે જેમનાથી ઉત્પન્ન થયા છે. તેમ જેમનાથી પોષાયેલા છે. તેવા માતા પિતાને તેમ સતત સાદી સ્થિતીમાં રહેતા જ્ઞાતિના આગેવાન મુરબ્બીઓને માનનિય દ્રષ્ટિથી નહિ જોતાં તેમ મર્યાદાના અંકુષથી નિડર બની; સંસ્કારોના લીધે એવાતો પ્રપંચીત કાર્યો આદરી રહ્યા છે કે જેથી પોતાના ધર્મબંધુઓની એકદમ લાગણી દુખાય તેમ તેની સાથે પોતાની જ્ઞાતિ પણ ઉસ્કેરાય કે જેથી અનેકાનેક સંકટો આવી પડે છે. જેથી સમય જાગૃતિનોજ છે તે વાત યથાર્થ છે.

પીરાણા "સતપંથ" ધર્મના અનુયાયી ભાઈઓ આપણ બધા અખંડ દીપ નિરંજન નિરાકાર સંપૂર્ણ જ્યોતિના; ને દેવાંસી સમર્થ મહાત્મા "ઈમામશાહ" બાવા સાહેબના; તથા તેમની આજ્ઞારૂપ વચનાવલિના ઉપાસકો બનવાથી શું શુદ્રકરતા પણ હલકા? યાતો શું મુસલમાન થઈ ગયા છીએ ! આ શબ્દો શું ધર્મબંધુઓ માટે યુવકોએ ઓછા લખ્યા છે શું ? હાય, દુનિયાં ઉપર તેમ વિશેષે કરી જ્ઞાતિમાં જ્ઞાતિના અગ્રેસરો ઉપરની, અથવા તો હરકોઈ મનુષ્યની લઘુતાદર્શક શબ્દો બોલવા, તેમ લખવા, ને છપાવવા તે વસ્તુતઃ પોતાનીજ ગૌરવતાને ગુમાવી નાંખવા જેવું છે. અસલના સમયથી સારા સારા પ્રસંગો કરી. તથા જ્ઞાતિના માટે, જેમણે માથા ઉપર અનેકવાર તરવારો લીધેલી તેવા સંયોગોનો ઉંડો ખ્યાલ કરી જ્ઞાતિના મનુષ્યોએ તે ગણાતા તથા મનાતા આગેવાનોની તેમની ખાનદાની પ્રમાણેની અદ્યાપિ પર્યન્ત ચાલતી આવતી આગેવાની માટેની મર્યાદાનું રક્ષણ કર્યું છે. તેમ કરે છે. પરંતુ હાલ યુવકમંડલે તો તેઓ માટે શું નથી લખ્યું ? યાતો કઈ ભારે ટીકાઓ કરવામાં બાકી રાખ્યું છે ? આગેવાનો પાસેથી હાલના યુવકોને આગેવાનપણાનાં પદો પણ છિનવી લેવાના, યાતો તેઓનું છાપાંદ્વારાએ માન ઘટાડી દેવાના પ્રયાસો અનુમાનથી માલૂલ પડે છે.

પ્રિય બંધુઓ કદાચ દેશ વિદેશમાં રહી આપણે જારી વિજા-રીની વિદ્યા અનેક જાતના માણસોના સંસર્ગથી શીખ્યા તેમજ પૂર્વ પ્રારબ્ધના બલે ને આપણા ઈષ્ટ દેવની કૃપાએથી કદાચ આપણને ધન મલ્યું, તેથીજ ઘણા લોકોએ આપણને માન્યા, તેમ દરેક પ્ર સંગે આપણને માન આપ્યું તેથી શું ? આપણે બહુ માનવંન્તા કે શાણા ગણાઈ ગયા ! ને કચ્છ દેશમાં ખાસ પોતાનું સંસ્થાન સંભાળનાર આપણા મુરબ્બી પાટીદાર બંધુઓ ધર્મની કે જ્ઞાનની તેમ ધનની બાબતમાં પાછળ પડતા ને કેળવણી વીનાના છે. એટલે ઉપરની વાતોમાં સમજણ વગરના છે. તેવું જે આપણું માનવું છે તે; એક ભયંકર ભૂલ જેવું ગણાય તેવું છે. કારણ કે અમારૂં માનવું તો સદાના માટે એવું છે કે, જેઓ પોતાના દેશમાં તે દેશમાંજ રહી. ઉદ્યોગ કરી પૈસા પેદા કરી પોતાના કુલધર્મ ચુસ્ત બની દરેક પ્રસંગે પ્રસંગે પોતાના કુલધર્મના સ્થાનમાં પોતાના ધર્મગુરૂની આણ પાળી ધન મોકલે છે, તથા ભેટ વગેરે બહુજ આનંદથી આપે છે. તેજ પુરૂષો શાસ્ત્ર રાહે તથા સજ્જન પુરૂષોના માનવા પ્રમાણે માનવન્ત ને શાણા ગણાય છે. (નિ. શ્ર. વ.) " स्थान भ्रष्टा न शोभन्ते दन्ताकेशा नखानराः " જેમ દાંત, કેશ, ને નખો, ઉગવાની જગા છોડી શરીરમાં બીજી જગાએ ઉગે તો તે શોભતા નથી. તેમજ આપણી જ્ઞાતિ, આપણો દેશ, ને આપણો કુલધર્મ, તેજ આપણને સદાને માટે શોભાપાત્ર રાખે છે. ને દેશના ભાઇઓના લીધેજ, ને આપણા કુલધર્મના યોગેજ, આપણે વિદેશમાં પણ સુખશાન્તિ ભોગવીએ છીએ. તેમ ધર્મમાર્ગમાં પૈસા ખર્ચનાર તેમ ખર્ચનારમાં પહેલ કરનાર, કરાવનાર; કોઇ પણ કાળે ગરીબ, થતોંજ નથી. ઇષ્ટ ગુરૂની દયાથી ખરો ધનવાન ધર્મવાનજ ગણાય છે. તેમ ભાઈઓ વિચારશો તો માલૂમ પડસે કે નાતનો માણુસ નાતના માણુસ અગાડે કોઈ ગરીબજ નથી. જ્ઞાતિના શુભ પ્રસંગોમાં; તથા ધર્મની બાબતોમાં; પૈસેથી જે સાધારણ સુખી હશે તે સૌ પહેલો, ને ઉમંગથી ભાગ લે છે. તેવું દેખવા પ્રમા-

એથી અમારૂં માનવું છે. ને મોટા સુધારકોના નામે પ્રસિદ્ધ થવા ઇચ્છતા ધનવાન પુરૂષો તો ધર્મમાં એક પાઈ પણ આપતા નથી. પરંતુ ધર્મનો દ્રોહ, ગુરૂનો દ્રોહ કરવામાં ને જ્ઞાતિ બિચારી ગરીબ છે, તેવું કહેવામાં ને છપાવવામાંજ માત્ર મશહુર છે. ઠીક ! જેને જે સુજયું તે ખરૂં. પરંતુ અમારા માનવા પ્રમાણે તો એવું ખાસ છે કે એક ગરીબમાં ગરીબ, તેમ શાન્તમાં શાન્ત, યા તો અતિ ક્રૂરમાં ક્રૂર, પ્રાણિઓમાં પણ, તેમ રંકથી રાજા સુધીની કોટીમાં પણ, દરેકને વ્યવહાર, ન્યાય, કે ધર્મ, યા તો જ્ઞાતિના ઉત્તમ બંધારણ કરવામાં અથવા તો પ્રથમથી ચાલતા બંધારણોને સારી રીતે ચલાવવાના કાર્યોમાં ખાસ આગેવાનોની જરૂરીયાતીઓ છે. ને તે વળી ઘણા અનુભવ લીધેલાઓનીજ વાંચો ( મા, સ. ૨ ) કૃષ્ણ પરમાત્માનું ઉદ્ધવ પ્રત્યેનું વચન " अनिर्लोडितकार्यस्यवाग्जालंवाग्मिनोवृथा " અનુભવ વગરના બોલનારનું વાણીનું જાળ નકામું ગણાય છે. એટલે આપણ બધા કરતાં; જ્ઞાતિના આગેવાનો, જે, દેશમાં ગલ્ઢેરાઓ છે તેજ આપણી અસલ અવસ્થાને જાણનારા છે; તેમજ મને વૃધ્ધો માટે એક વચન યાદ આવે છે કે " नसासभायत्रनसन्तिवृद्धा " જે પંચમાં યા તો સભામાં વૃધ્ધો ( ગલ્ઢેરાઓ ) નથી હોતા; તે સભા, કે પંચ, ગણાતું નથી, આ વચનો ઉપરથી પણ વસ્તુતઃ વૃધ્ધો ( અનુભવિઓ ) ની ખાસ દરેક સ્થલે જરૂર હોય છે; જેથી જ્ઞાતિના બંધારણમાંથી તેમ ધર્મના બંધારણ પૂર્વકના આચાર વિચારોમાંથી વહીવંઠી જવા ઈચ્છા ધરાવતા પુરૂષોને અંકુષમાં રાખવા જ્ઞાતિના આગેવાનો જો, સત્તાયુક્ત કડપ ન રાખે તો, તો, જ્ઞાતિનું તથા ધર્મનું બંધારણ એકી હારે તુટી જાયજ, જો કે હાલમાં સુધારાનાં બણગાં ફૂંકનારા સુધારકોએ તે પૂર્વજોના આચારો ઉપર પગ મુકી પોતે અનાચાર ને સ્વેચ્છાચાર યુક્ત આચરણોમાં મન જોડી દીધાં છે. તેનું કારણ માત્ર. કલિયુગના પ્રવેશના પગલાંનુંજ રૂપ જણાય છે. નહિ તો આવા ઉત્તમ ને અતિ ગુપ્ત તેમ પ્રખ્યાત પીરાણા 'સતપંથ' ધર્મ ઉપર કે ધર્માધ્યક્ષ કાકાશ્રી ઉપર ચિત્ર વિચિ-

ત્રલામય છાપાં હોયજ નહિ. ચારે યુગમાં કલ્યાણકર માર્ગ તો કુલધર્મજ ગણાય છે.

પ્રિય જ્ઞાતિ બંધુઓ તમો તમારા છાપામાં લખો છો કે પીરાણા ગાદિના સ્વાર્થી ને પ્રપંચી કાકાશ્રી લક્ષ્મણ કરમસી બબે ને ત્રણ ત્રણ વખત કચ્છમાં આવી નેત્રા વીગેરે ગામોના રાક્ષસી વિચાર-વાળા આપખુદી પટેલીઆઓને પોતાની પડખે મદદમાં રાખી ગરીબ કણબીઓ પાસેથી ધન લુંટી ગયા છે. વગેરે? પરંતુ નિર્મર્યાદ બંધુઓ માણુસોનું જેમ તેમ બોલવું તે તથા મર્યાદા સિવાયનું વધારે પડતું બોલવું; તે તો વસ્તુતઃ અરણ્યમાં બેસી રડવા જેવું, મડદાના શરીરના ઉપર સુગંધીદાર પદાર્થ લગાડવા જેવું, પૃથ્વી ઉપર કમલ વાવ્યા જેવું, ને ખારી જમિન ઉપર પુષ્કળ વરસાદ પડયા જેવું, કુતરાની પુંછડીને વાળીને, સીધી કર્યા જેવું, બહેરાના કાનમાં જપ કર્યા જેવું, તેમજ આંધળા માણુસ અગાડે આરસી ધર્યા જેવુંજ નકામું ને તેથી બીજા અનેક દુઃસંયોગોનું ઉત્પન્ન થવાના સ્થાન બરોબર ગણાય છે. પરંતુ સાંભળો ભાઈઓ નિતિ શાસ્ત્રનું એક મહા વાકય “ दानंभोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य । योनददाति नभुङ्क्ते तस्य तृतीया गतिर्भवति ” અર્થ—હમેશાં દાન, ઉપભોગ, અને નાશ એવા ત્રણ રસ્તે ધન જાય છે. તેમાં જે દાન કે ઉપભોગ કરતો નથી તેના ધનની ત્રીજી દશા એટલે નાશ થાય છે. માટે આ ઉપરથી લક્ષ્ય આપો કે શ્રી લક્ષ્મણકાકા કચ્છ દેશમાં ગમે તેટલી વખત આવે ને ગમે તેટલું ધન શિષ્ય વર્ગમાંથી લઈ જાય તે વાત તો ઉપરના વચન પ્રમાણેથી આપણુને સુભાગ્યશાળી લેખાવે છે. તેમજ આપણા ઈષ્ટસ્થાનમાં, યાતો કુલધર્મ સ્થાનમાં કે ધર્મગુરૂને, યાતો તેમના ઉપાડેલા કોઇ પણ કામમાં તેમને મદદ આપી પોતાના ધનનું સાર્થક કરવું; અને કુલધર્મની કોઇ પણ રીતે ઉન્નતિ કરવામાં ને કરાવવામાં ભાગ લેવો, તથા લેવરાવવો, એ એક અગત્યની વાત છે. તો પછી ધર્માગ્રહી સતપંથી ભાઈઓનું ધન ભેટ વગેરેમાં જાય તેમ ધર્મગુરૂ

પૂજ્યશ્રી કાકા લક્ષ્મણુ કરમસી દેશમાં વધારે વખત પગલાં કરે તો શ્રી ઇમામશાહ બાવાની આપણા ઉપર મોટી કૃપા સમજવી; અહો ધન ઘડી ધન દહાડો કે ધર્મનેતા ગુરૂઓ આપણુ ગૃહસ્થાશ્રમીને ત્યાં પધારવાજ ક્યાંથી ? તેઓ પુણ્યશાળી પુણ્યદેહધારીઓના પધારવાથીજ કચ્છ દેશની જમિન રસાળ ને સારો પાક આપનારી તેમ સુખાકારી રાખે તેવી ગણાય છે. હરદમ હરપળ ભાઈઓ યાદ રાખજો કે ધર્મ કરવાથી ધન કોઈ પણ કાળે ખુટતુંજ નથી, તેમ ધર્મદ્વેષીઓ, તથા કુલધર્મ ઘાતકોના તરફ ક્ષુદ્ર દ્રષ્ટિએથી જોવું તે પણ એક ધર્મસ્થાનની આજ્ઞા માંથે ચડાવ્યા બરોબરનું છે.

વળી હાલના પીરાણા 'સતપંથ' ધર્મના અધ્યક્ષ ગુરૂ કાકા શ્રી લક્ષ્મણુ કરમસીએ પોતાની જાત મહેનતથી પૈસા સારા મેળવી તે પૈસાનો શિષ્યજ્ઞાતિ મંડલ માટે ઘણોજ સારો ખર્ચ કર્યો છે. એટલે આપણા પૈસા કરતાં પણ વધારે ધન પોતાના બુદ્ધિ બલથી મેળવી; આપણુ કુલધર્માનુયાયી ભાઈઓ માટેજ તે ધનનો ઘણો સારો ઉપયોગ કર્યો છે. ખ્યાલ કરો.

પૂર્વના કાકાઓ જે કામો નથી કરી શકયા, તે કામો જેવાં કે ખાસ પીરાણા સુધી પાકી સડખ કે જે ઉપર ગમે તે ટાઇમે, ગમે તેવું સાધન લઈને, બીન તકલીફે, તેમ ઘણી તાકીદેથી જઇ શકાય છે; કે જેમાં મુગાં પ્રાણીઓનો અતિ આશિર્વાદ મલે છે તેવી વ્યવસ્થા ધનનું પુષ્કળ ભંડાર ખર્ચી, બુદ્ધિના યોગેજ તેઓશ્રીએ તૈયાર કરાવી છે. તેમ ગોદડાં, બિછાનાં, ગદિલાં, ધાતુનાં સુંદર શિષ્યમંડલને પુરાં પડી શકે તેવાં ઠામ (વાસણો) નો ભંડાર તેમ જોઈતી દરેક ચીજો તૈયાર મલી શકે તેવાં ઉતારાનાં ભવ્ય ને દેદિપ્યમાન સ્થાનો હજારો રૂપિયા ખરચી નાંખી તૈયાર કરેલાં છે. તેમ અસંખ્ય પ્રાણિઓને સુખ મલે, ને તેથી સારો પાક પકવી શકે તેવા હેતુને લઈને; કે જે મોટા મોટા નગરોમાં પણ ન બની શકે તેવું ડંકી (પાણીનું સાધન) સખત ધનનો વ્યયકરી કરી છે. કે જેથી દરેક પ્રાણિઓનો આશિર્વાદ મલે છે. તે સિવાય;

આગતનો સત્કાર, સદાવ્રત, ફૂલઝાડ, બગિચા, કુવા, હવાડા, તેમ લોક સુખ માટે યન્ત્રથી ચાલતાં કારખાનાં, તથા ખેતીવાડી વગેરેમાં અનેક અર્થ સિદ્ધ કરવા માટે ધનનો સખત ( ભારે ) ખર્ચ કર્યો છે. કે જેથી તેમણે અત્યારે પીરાણાની ગાદિને મહાન તેજસ્વી બનાવી દીધી છે. તેમ સ્થાનની ઉજરામણનો કાંઈ પાર નથી કે જ્યાં તે જગામાં જવાથીજ સુખ, તેમ શાન્તિનો અનુભવ થાય છે. તેમ ત્યાં અખંડીત નિરંજન નિરાકાર ' ઘૃતદીપ જ્યોતિ ' નું સંપૂર્ણ ભાવથી ને ભારે ખર્ચથી પાલન સાથે સંભાળ કરવામાં આવે છે. ઉપર પ્રમાણેના તેમના **વહિવટ માટે** એટલે સદાચરણો માટે તેઓ ગાદિપતિ કાકાશ્રી લક્ષ્મણ કરમસીને ખરેખરી રીતે સમસ્ત શિષ્યોએ પુષ્કળ ધનની ભેટ સાથે વારંવાર ધન્યવાદ આપવો ઘટે છે. કારણ કે ધર્મીભાઇઓ પાસેથી મળેલા ભેટ ધનનો તેમણે નિઃસ્વાર્થપણે ઘણોજ સારો ઉપયોગ કર્યો છે. તેમ હાલમાં પણ તેજ પ્રમાણે કર્યા કરે છે. તે માટે તે પોતે ગમે તો ગમે તેટલીવાર ભેટની માગણી કરે તેટલીવાર આપણે સેવકોએ આદર ભાવ સાથે દરેકે તેમને આપવીજ જોઈએ. ને વળી તેટલું નહિ પરંતુ દરેકે પોતાની કમાઈનો અમુક ભાગ તે ધર્મસ્થાનમાં ધર્મવીર, ને ધર્મચુસ્ત ભાઇઓએ મોકલી પણ આપવો જોઇએ. પીરાણા ' સતપંથ હિન્દુ ધર્મ ' ના માર્ગમાં વપરાયેલું ધન તેજ ધનવાનનું ખરૂં ધન ગણાય છે. તેમ પુણ્ય માર્ગમાં વપરાયેલું ધન તેનેજ વિદ્વાન પુરૂષો લક્ષ્મી; તેમ કહે છે. કવિ કાલિદાસ રઘુકા. સ. ૧ માં લખે છે કેઃ—

" **त्यागाय संभृतार्थानाम्** " દાન, પુણ્ય, ધર્મ, ને પોતાના કુલ-ગુરૂને ભેટ કરવા માટે, અને ગૃહસ્થાશ્રમના ગાર્હસ્થ્ય ધર્મ પ્રમાણે પોતાના ઘરમાંથે પધારેલા, અતિથિ મહાપુરૂષોની તુષ્ટિ સુધીની સેવા માટે, ધન એકઠું કરવાની ખાસ જરૂર છે. પરંતુ '**न धनंमदाय**' ધન ગર્વ, ( મિથ્યાઅભિમાન ) કે ધર્મદ્રોહ, કે કુલધર્મગુરૂદ્રોહ, કરવા માટે પ્રભુએ આપ્યું નથી. આ વચનો દરેક મનુષ્યે પોતાનું અભિષ્ટ થવા માટે ને પોતાની પાસે નિરંતર માટે લક્ષ્મીદેવીનો

વાસ રહેવા કાજે યાદ રાખવાં જોઈએ છે. કોઈ સમયે ધર્મરાજાએ ભીષ્મ પિતામહને પુછ્યું કે, કેવા પુરૂષો ને કઈ સ્ત્રીઓ પાસે લક્ષ્મી નિરંતર માટે કાયમ રહેતી હશે ? યુધિષ્ઠિરના આ પ્રશ્નને સાંભળી તત્કાલ શ્રીકૃષ્ણ પરમાત્માના સાંનિધ્યમાં ભીષ્મ પિતામહે તેજ પ્રશ્ન લક્ષ્મીજીને પુછયો, ત્યારે તેમણે પ્રત્યુત્તર આપ્યો કે, હું અમુક અમુક સ્થાનોમાં નિરંતર માટે કાયમ રહું છું. (મહાભારત-અનુશાસન પર્વ--અધ્યાય ૩૨ ) વાંચો ?

वसामि नित्य सुभगे प्रगल्भे दक्षेनरे कर्मणि वर्तमाने ।
अक्रोधने देवपरे कृतज्ञे जितेन्द्रिये नित्यमुदीर्णसत्त्वे ॥ १ ॥
ना कर्मशीले पुरुषे वसामि न नास्तिके सांकरिके कृतघ्ने ।
नभिन्नवृत्ते न नृशंसवृत्ते नचाविनीते न गुरुष्वसूयके ॥ २ ॥
येचाल्प तेजोबलसत्त्वमाना: क्लिश्यन्ति कुप्यान्ति च यत्रतत्र ।
नचैव तिष्ठामि तथाविधेषु नरेषु सुगुप्त मनोरथेषु ॥ ३ ॥
स्वधर्मशीलेषु च धर्मवित्सु वृद्धोपसेवा निरते च दान्ते ।
कृतात्मनि क्षान्तिपरे समर्थे क्षान्तासु दान्तासु तथावलासु ॥४॥
स्वाध्याय नित्येषु सदाद्विजेषु क्षत्रे च धर्माभिरते सदैव ।
वैश्ये च कृष्याभिरते वसामि शूद्रे च शुश्रुषण नित्ययुक्ते ॥५॥

અર્થ:—ભારે ભાગ્યશાળીના ઘરમાં, પોતાના શાસ્ત્રવિહિત કર્મમાં જે દક્ષ પુરૂષ હોય તેની પાસે, ને અક્રોધી, દેવમાં (ઈષ્ટમાં) આસક્ત, કાર્યની કદર કરનાર, જીતેન્દ્રિય, ને નિરંતર સાત્ત્વ ગુણને પ્રધાન સ્થાન આપનારની પાસે હું રહું છું. પોતાના કુલધર્મ વિરૂદ્ધ કર્મ કરનાર પુરૂષમાં, નાસ્તિકમાં, વર્ણશંકર પ્રજામાં, કાર્યની ગુજ નહિ સમજનાર કૃતઘ્નમાં; દરેકની સાથે કપટભાવ રાખનારામાં, ભયંકર, શાસ્ત્રવિરૂદ્ધ આચરણ વૃત્તિવાળામાં, વિવેક, તથા મર્યાદા વગરના જનોમાં તેમ ગુરૂના કે કુલધર્મના ઉપર ઇર્ષ્યા કરનાર પાસે હું કદાપિ વાસ કરતી નથી. જે થોડું તેજ, તથા બલ વાળા પ્રાણિઓ છે, તેમની પાસે, કે જેઓ જ્યાં ત્યાં ક્રોધ, તથા

ક્લેશ કરે છે તેવા તેમ મનુષ્યોમાં પોત્તાના મનોરથોને અત્યન્ત ગુપ્ત રાખે છે. તેવા પાસે હું વાસ કરતી નથી. જેમનો, પોતાની પેઢી ઉતાર ચાલતા આવતા કુલધર્મ નિષ્ટ સ્વભાવ, ને ધર્મમય જેમનું હૃદય છે, જે વૃદ્ધ ( ગરડેરા ) ની સેવામાં પ્રિતીવાળા છે, તેમ દાનેશ્રી છે. આત્મવિચાર પૂર્વક જેમનામાં અનન્ય ક્ષમા (સહનશક્તિ ) નો ગુણ છે. એટલે ક્ષાન્તમાં, દાનેશ્રીઓમાં ને સ્રીઓમાં મારો સદાને માટે વાસ છે. વેદનિષ્ટ દ્વિજમાં, નિરંતર ધર્મમાં પ્રીતિ વાળા ક્ષત્રિયમાં, તેમ ખેતીવાડીના ધંધાવાળા વૈશ્યમાં, ને મહાન પુરૂષની સેવામાં નિરંતર જોડાયેલા શુદ્રમાં હું નિરંતર રહું છું. હું ધર્મદ્રોહી, કે ગુરૂદ્રોહી કે વૃદ્ધોનું અપમાન કરવા તૈયાર બનેલાઓ પાસે રહેતીજ નથી. તેમ લક્ષ્મી, તેજ પરમ સુખનું સાધન છે. તેથી તેનો પોતાના કુલમાં સદા વાસ થાય તેવાં ધર્મનિષ્ટ આચરણો નિરંતર રાખવાં. ને આપણું તમામ ધન ઈષ્ટ તથા ગુરૂની પ્રસાદિનું છે. તેમ માનવું.

પ્રિયભાઈઓ દરેક ધર્મના શિષ્યો પોતાના ધર્મગુરૂની કેવી રીતે મહુત્તા જાળવે છે તેનો ખ્યાલ કરો, તેમ શાસ્ત્ર તરફ નજર કરશો તો વિદિત થશે કે ગુરૂશ્રીને પોતાના કુલધર્મની સંરક્ષણતા ખાતર સર્વસ્વ આપવાને પણ આજ્ઞા કરી છે. તેમ છતાં ધર્મ ખાતર જરૂરીયાતી હોય તો શિષ્યોએ ઉપનિષતના વચન પ્રમાણે ગુરૂ અને ધર્મ ખાતર પોતાનો પ્રાણ આપવા પણ વેદમાં આજ્ઞા છે.

હાલનો જમાનો એવો આવી પડયો છે કે સારા નરસાની પરિક્ષા દીર્ઘકાલે ને કુદરતના બલેથીજ થઈ શકે છે, એમ મારૂં તો આપ યુવક મંડલના ઠરાવો ઉપરથી માનવું થાય છે. કારણ કે આપણા ધર્માધ્યક્ષ ગુરૂ લક્ષમણ કાકાશ્રી શિષ્ય જ્ઞાતિ સમસ્તના સુખની ખાતર તથા આપણુ દરેકના, ઈષ્ટ સ્થાનની મહુત્તા સાથે ગૌરવતા જણાવવા માટે પોતાના બુદ્ધિબલના ને પૂર્વના તેમના સંચિતના બલના યોગે પ્રયાસોથી યાતો ધનથી ધન મેલવનાર સુભાગ્યવાન ધર્મગુરૂ કાકાશ્રીની તો ' गुरुम् शुश्रूषस्व ' આ વચન

પ્રમાણુથી સેવા કરવી જોઇએ છતાં તેઓશ્રીને 'સ્વાર્થી' એવો હલકટ શબ્દ, તથા બીજા પણ તમારા છાપામાં કેટલાક અપમાન દર્શક શબ્દો તમોએ લખ્યા છે. તે સુજ્ઞ તથા કુલધર્મ નિષ્ટ સેવકોની દ્રષ્ટિએથી તો શું ? પણ બીજા ઇતરની દ્રષ્ટિએથી જોતાં પણ તે તમારૂં કામ ક્ષુદ્ર તિરસ્કાર દ્રષ્ટિથી જોવા જેવું ગણાય તેમ છે. તેમ નિતિ પણ કહે છે કે; પરોપકારી જીવન ગાળનારાઓને **સ્વાર્થી** તો નહિ પરંતુ **પર્માર્થી**જ કહેવાય છે. તેમ છતાં કોઈને સારા નરસા, સ્વાર્થપરત્વે, ને અણુવિચાર્યે, કહેવા; તે પણ એક અયોગ્ય ગણાય છે, કે જેનો બદલો ખાસ અંતરયામિનેજ આપવો પડે છે.

કાચા સુતરના તાંતણાથી બનાવેલી જાળને પાકી જાળ માની ખરીદી લેતા "પીરાણા સતપંથ" હિન્દુ ધર્માવલંબી ભાઈઓ તમો લખો છે કે 'અમારા પ્રાણની દરકાર કર્યા વગર ગરીબ જ્ઞાતિ બંધુઓની વારે ધાશું' વાહરે ભાઈ વાહ ! તમો તો જ્ઞાતિ બંધુઓની વારે ધાશો ? તેથી તમોને એટલુંજ પુછવાનું કે તમો જે જે જ્ઞાતિ બંધુને ગરીબો તરીખે લખો છો તે કયા કયા; ને કેટલા, ગરીબ જ્ઞાતિ બંધુઓની તમોએ ધન આપી મદદ કરી છે? તે જરા ખાસ અમારા ઉપર કૃપા કરી જણાવશો કે ? ને કદાચ જેમને તમો ગરીબ જ્ઞાતિ બંધુઓ કહી તેમની થેકડી કરવા માંગો છો. તેમને તમો ધનની મદદ આપી શકયા નથી, તો પછી પોતાનો પ્રાણ આપીશું આ કેટલું બધું હડહડતું જુઠું ને જ્ઞાતિ સેવકોના મનને ઉશ્કેરવાપણું ગણાય તેવું છે તેમ છતાં તમો નામદાર પરમ કૃપાલુ, પ્રજાહિતચિંતક મહારાવશ્રી ખેંગારજી સવાઈ બહાદુર જી. સી. આઇ. ઈ. ના સમક્ષમાં તમારા છાપાની તમામ વાતો રજુ કરવા માગો છો. ને તમારાથી ત્યાંના ઇતર, જ્ઞાતિ સમુદાય બંધુઓને તમો ડર બતાવો છો; તેથી શું ? તમે બધા તે નામદારની પ્રજા છો ! ને પાછળ દસ્તાવેજમાં સહીઓ કરનારા ને બીજા પણ અનેક માણસો તે શું ? તે નામદારની પ્રજારૂપે તેમના છત્ર તળે શાન્તિથી સુખ ભોગવનાર નથી શું? ભાઇ બંનેના હકો નામદાર પાસે સરખા છે.

વળી તમારા છાપામાં લખો છે કે....બંધુઓ તમારા ઉત્સાહ ઉપરથી સંપૂર્ણ ખાતરી છે કે તમારી અડગ ટેક આગળ જુલમી આગેવાનો **નરમઘેંસ** જેવા અરે ગરીબ ગાયને બકરી જેવા થઈ જશે. પીરાણાના કાકાના પોગળો દિવસો દિવસ ખુલ્લાં થતાં જાય છે. વગેરે બીજું ઘણું લખ્યું છે. અસ્તુ.

ભાઈઓ તમારો અડગ ટેક તે કેટલા પ્રકારનો છે તે કાંઈ સમજાતો નથી. તમારા ખરા કર્તવ્ય પ્રમાણે, મુકબ્બ; વિચાર શાસ્ત્ર રાહે કરો; યાતો સર્વોપરિવેદ વાકયો નીચે ટાંકેલાં વાંચો **"मातृदेवोभव' 'पितृदेवोभव' 'गुरुदेवोभव' 'अतिथिदेवोभव"** અર્થ—પોતાની માતા તથા પિતા તેમ ગુરૂ તથા અભ્યાગત પ્રત્યક્ષ દેવજ છે. તેમની આજ્ઞા પાળવી તે ઇશ્વરની આજ્ઞા પાળ્યા બરોબર છે. તેમ આપણામાં પણ એક સાધારણ કહેવત છે કે 'બાપના બોલ પાળીએ' તો પછી આ અનેક પેઢી ઉતાર ચાલતા ધર્મ માટે અઘટિત, ને કપોલ કલ્પિત વાતો લખવી, તેમ છપાવવી તે શું ? તેમનું ઉપરનાં વાકયો પ્રમાણે માન સંભાર્યું ગણાતું હશે કે કેમ ! તે જરા તસ્દી લઈ વિચારો તેમ તમારી તે વાત તો ખરી છે કે અજ્ઞાનરૂપ બાલ્યાવસ્થાના જે જબ્બર હઠયોગમાં ( આડઈઓમાં ) પિતા તેમ દરેક ગુરૂવર્ગ તેનાથી નરમઘેંસ થઈ જાય છે તે વાત સાબિત છે. તેમ માતા તો ગુર્વી પ્રસવવેદનાના સમયમાં આપના કહેવા મુજબ બનેલી હોય છે. તોયે તેમનું માંન કોઈ પણ રીતથી આપણે ના સાચવીએ તો આપણે પણ વહેલા મોડા યમદંડ, યાતો ધર્મદંડની સજામાં તેમના ( આગેવાનોના ) કરતાં પણ વધારે નરમઘેંસ, ને ગાય, બકરી, જેવું જરૂરથી બની જવું પડશે તે યાદ રાખવું; યમદંડ, તથા ધર્મદંડ તેમ રાજદંડ વગેરે સજામાં કુલધર્મવાન મનુષ્યો કદાપિ આવતા નથી, તેમ તે ધર્મથી કોઈ પણ વખત ચલાયમાન પણ થતા નથી. ( શાસ્ત્ર.) **'सपादिविलयमेतु राज्यलक्ष्मी । रुपरि पतन्त्वथवा कृपाणधाराः ॥ अपहरतुतरां शिरः कृतान्तो । मम तुमनो न मनागपैतु**

ધર્માત્" અર્થ—એકદમ મારી પાસેથી રાજ્યલક્ષ્મી ભલે નાશ પામો અથવા તલવારની ધાર મારા ઉપર ભલે પડો; કાલ, સુખેથી નાશ કરો. પરંતુ મારૂં મનતો કુલધર્મથી જરા પણ ચળી શકશે નહિ. રાત્રિ દિવસ ભર જેમનું ચિત્ત ઈષ્ટદેવમાં તથા કુલધર્મમાં આશક્ત છે, તેમ જેમનાં વચનો કેવળ પરોપકાર પૂરતાંજ નીકળે છે. જેણે મેળવેલું ધન માત્ર દાન માર્ગમાંજ સદા વપરાય છે. તેમજ ન્યાયના પગલે પગલે ચાલનારા અધ્યક્ષ કાકાશ્રીના ભાઇ પોગળો તો નહિ પરંતુ પ્રયાસોથી સિદ્ધ કરેલાં કામોની પ્રશંસા દિવસો દિવસ જગમાં જાહેર થતી જાય છે. ને તે પોતે દિન પ્રતિદિન શાન્તિ, ને કીર્તિ, સાથે સુખનો પરમ લાભ મેળવે છે. તેને ભાઇઓ તમે દ્વેષથી પોગળો કહો છો? નહિ નહિ? તે પોગળો ના કહેવાય. તમારૂં તે લખવું નિદ્રોત અવસ્થા જેવું છે. તે જગાએ પ્રશંસા (વખાણ) તેમ લખવાનું હતું પરંતુ કલિયુગનું તમોએ માન સાચવી પ્રથમ લખેલો શબ્દ લખી નાંખ્યો છે. હાય! સુપુત્રો ઉત્તમોત્તમ સંસ્કારોથી જ્યારે જ્યારે બદલાઈ જાય છે ત્યારે તે પુત્રો પણ માતા, પિતા, તથા ગુરૂ આદિને પણ લાતો મારે છે પરંતુ શ્રી જગદગુરૂ શંકરાચાર્ય મહારાજ શ્રીનું એક મહા વચન યાદ કરી તેઓ ગુર્વાદિ તેમના તરફ ક્ષમાનો ધર્મ પકડી બેસે છે. (શં. વ.) कुपुत्रो जायेतक्कचिदपि कुमाता (पिता) न भवति' અર્થ—પુત્ર કુપુત્ર થાય. પણ માતા યાતો પિતા, કે ગુરૂ આદિ તે રૂપમાં જતાં નથી. કાકાશ્રી લક્ષ્મણ કરમસીએ એવાં તો પરોપકારી ને પીરાણા ધામની અત્યુત્તમતા દેખાય તેવાં કામો મોટી દક્ષતા વાપરી કરેલાં છે કે; જેમના ગુણો લખતાં કલમ જરા પણ અચકામણ ખાતી નથી. તેમ હાલમાં પણ આપણુ કચ્છી ભાઇઓ તરફની ભેટની ઉપજ કરતાં પણ ગરીબોના ઉપર મદદમાં તથાં મુગાં પ્રાણીઓના રક્ષણમાં, તથા સદાવ્રત; દાન, પુણ્ય, માર્ગમાં ચોગણો ખર્ચ કરી રહ્યા છે. તેનો ખ્યાલ પીરાણે આવી પ્રત્યક્ષ જોઈ પછી કરો. એટલે પછી તેમના સંબંધમાં તમારો કઢંગો એક પણ લેખ લખવાનો

સમય તમોને મારા માનવા પ્રમાણે તો મલશેજ નહિ. છતાં તમે તેમ નહિ કરો, તો પછી, ચાલુ નિયમ એવો છે કે ચેપી રોગવાન દરદી માણસને બધું કડવુંજ લાગે ! હોય તે રોગની કસર જતી રહેશે એટલે બધા પદાર્થ તેને મીઠા દુધ જેવા લાગશેજ લાગશે. અંતરના શત્રુઓના રોગમાંથી મુક્ત થશો કે તરતજ તમો બધા હતા તેના તેજ રૂપમાં દાખલ થશો.

મુંબઇ તથા બીજા દેશના નિવાસી યુવક મંડલના ભાઇઓ–ધર્મગુરૂશ્રી કાકા લક્ષ્મણ કરમસીને તમો અભણ, અવિદ્વાન, વગેરે શબ્દો તેમના માટે તમો કેવી રીતે લખી શકો છો ? કાયદાસર અભણ તો જેને લખતાં, વાંચતાં, અથવા તો સહિ પણ કરતાં પણ આવડતી નથી, તેનેજ અભણ કહેવામાં આવે છે. પરંતુ આ ધર્માધ્યક્ષ કાકાનો મહાન દક્ષ, વ્યવહાર કાર્ય કુશળ, પરોપકારી કાર્યો અનેક રીતે કરનાર, ધર્મને તથા ધર્મસ્થાનને અતિ તેજસ્વીતાવાળું બનાવનાર આપણા પૂજ્ય પ્રતાપી કાકા લક્ષમણ કરમસી માટે તો અભણાદિ શબ્દો લખાયજ નહિ. ખરી રીતે જોતાં એટલે પ્રથમની પુરાતની કહેવત કે ‘ ભણ્યો કુળબી કુટુંબ બોળે ’ તે પ્રમાણેથી તો તેમને અભણ લખનાર જ ખરેખર રીતે અભણની હાલતમાં હોય તેમ મનાય છે, ( નક્કી થાય છે. )

કુલધર્મનેતા સ્વધર્મગુરૂ માટે તો ‘ વેદ, ઉપનિષત્ ’ માં પરમાત્માની આજ્ઞા કેવી છે કે પોતાના કુલધર્મનું રહસ્ય પુરેપુરી રીતે જાણવા ખાતર ઇષ્ટદેવ ઉપર પૂર્ણ આસ્થાવાન, દરેક સત્કર્મ ઉપર શ્રદ્ધા સદાચાર ભર્યું વર્તન, માન્ય આદ્યપુરૂષની વાક્યાવલીઓ પ્રમાણે બીજા શિષ્ય, પ્રશિષ્ય, સેવકોને બોધ આપવો યાતો અપાવવો તેજ ગુરૂનું કામ છે. કાંઈ ચોપડા ચોપડી, યાતો પાસ થયાના સર્ટિફીકેટો, કે ડિગ્રી પરિક્ષાઓ પાસ કરવાની જરા પણ જરૂર નથી. તે વાત શાસ્ત્રરાહે સિદ્ધ છે. ઉપરના લખાણની ખાત્રી ખુલાસો કરવો હોય તો જરૂરથી પધારો પીરાણે ગાદી અગાડે ને, ધર્મનેતાઓની અગાડે એટલે દરેક રીતનો ખુલાસો ધર્મ સંબંધનો તમોને

બતાવસે. સેવકોનાં મન ભંગ કરવાને ધર્મચુસ્ત ધર્મ ભડવીર પુરૂષોના આત્માને ક્લેશ આપવા માટે ને ધર્માત્મા રામજી કાકા જેવાઓને હલકાં પાડવા માટે જેમને જાણે નહિ ને તેમના નામ ઉપર તમો બધાએ બનાવટી દશ પ્રશ્નો છપાવી તૈયાર કરી રામજી કાકા જાણે નહિ તેવી રીતે કચ્છ દેશના ગામોગામ તથા સેવકોના તરફ મોકલી આપ્યા ને વળી રાપજી કાકા ઉપર તો લખો છો કે તમો પ્રશ્નોના જવાબ માસ દોઢથી નથી આપતા તેવી બનાવટી નોટીસ જાહેરમાં કાઢી છે. તે નોટીસ પણ રામજી કાકા તરફ તો મોકલાવામાં આવીજ નથી. તેમ તે પોતે તો પ્રશ્નોમાં કે નોટીસની વાતમાં કાંઇ આજ દિન સુધીમાં જાણતા નથી. ને વળી તમો તમારી નોટીસમાં લખો છો કે કાકાઓના સંબંધમાં ગમે તે કોઇ માણસ ગમે તેવા લેખો લખશે તેનું જોખમ અમો યુવક મંડલના માંથે નથી. વાહરે! વાહ! આવા તમારા તરકટી, ને બનાવટી, ખાસ સેવક શિષ્યોનાં મનો ભંગ થવારૂપ તમારા કૃત્ય તરફ બેહદ તિરસ્કાર દ્રષ્ટિથી જોવા જેવું છે. જેવું કે ભોળા દીલના ને શુદ્ધ અંતરાત્માવાન રામજી કાકા જેવા દરેક કાકાઓને જાણો છે. તે ઉપરથી ખાસ માલૂમ થાય છે કે તમારા હૃદયો પરમા કોટીમાં દાખલ થયેલાં છે. હવે તમો બધાને ચેરમેન, પ્રમુખ, પ્રેસીડેન્ટ, સેક્રેટરી, ખજાનચીના નામવાળી ચાલતી થતી ઢબ આવડી એટલે ગુરૂની તથા ધર્મવાન મુર્તિરૂપ સજ્જનોની અથવા તો સ્વધર્મનેતા પુરૂષોની શી જરૂરીયાતી રંહી? તેમ મિટિંગો ભરતાં આવડી એટલે ધર્મ ગાદિ અગાડે ગુરૂની સાંનિધ્યતામાં સભા ભરવાનું મહત્વ રહ્યુંજ કયાં? તેમ રાજા, દેવ, તથા ગુરૂશ્રી અગાડે કેવી રીતે જવું તે વચનો મા નવાપણું પણ કયાં રહ્યું. 'रिक्त हस्तस्तु नोपयाद्राजानं दैवतं गुरुं' અર્થ–ખાલી હાથે રાજા, દેવ, કે ગુરૂની અગાડે કદાપિ જવું નહિ. તેમ ભેટ લઇને ગયા પછી પણ તેઓની અગાડે અતિ નમ્રતાથી વર્તન રાખવું. તેમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. 'આવા અનેક સદાચારોમાંનો ગંધ પણ હવેના જમાનાનાં સન્તાનોમાં રહેશે કે

નહિ તેમાં મોટો સંદેહ રહે છે. તમારા હૃદયમાં હાલમાંજ આવ્યા છે, તેવા વિચારો શું ? આપણા પૂર્વજોના હૃદયમાં અદ્યાપિ પર્યન્ત કેમ ઉદ્દભવવા પામ્યા નહોતા. તેમજ હાલના વૃધ્ધો ( ગલ્ઢેરા ) માં કેમ ન ઉદ્દભવ્યા ને તેમાં યુવકોમાં પણ જુજ સંખ્યામાંજ ઉદ્દભવ્યા તેનું શું કારણ ! જો સમયનું કારણ બતાવામાં આવે તો સમય તો કેટલાક યુવકો તથા વૃધ્ધોના મન ઉપર પણ તેજ છે. હવા પણ તેજ છે. તેમ તે વૃધ્ધોથીજ આપણી ઉત્પત્તિ છે. તો પછી યુવકોમાં ઓચિંતા હાલમાં ચાલતા ચેપી રોગોની માફક આ બધા વિચારો ક્યાંથી ઉદ્દભવ્યા ? પરંતુ હજુ બાવા સાહેબની મોટી મહેર સમજવી કે તે બધા વિચારો તમોએ એકી વખતે છાપાં દ્વારાએ બહાર પાડી દીધા છે. જેમ રોગના માટે ડાકટરો તૈયાર છે તેમ ધર્મને લાગુ પડેલા રોગ માટે ધર્મનેતા સાધુ પુરૂષો, તથા વિરક્ત કાકાઓ તથા ધર્મપ્રચાલક આદ્યપુરૂષના વંશજો પણ તૈયાર છે, અહો અચરત જેવી વાત એ છે કે, મહાસાગરો કરતાં તલાવમાં પાણી આટલું બધું ક્યાંથી વધ્યું. તેની સમજ વાંચક વર્ગ પોતેજ કરી લેશે તેવી ઉમેદ રાખીએ છીએ.

તમે તમારા છાપામાં એકનું એક અનેકવાર લખો છો કે તમારો ‘ પીરાણા સતપંથ ધર્મ ’ અતિ ગુપ્ત ( છાનો ) શા માટે રાખો છો ? ત્યાં સૈયદો જીવહિંસા કરે છે. ને મદ્ય, .માંસાદિનું ભક્ષણ પણ કરે છે. તેમ તેઓ મુસલમાની કોમના છે. તેથી તે અન્ય મુસલમાનો સાથે વ્યવહાર પણ રાખે છે. તેમજ વળી પીરાણાની ગાદિના અધ્યક્ષોજોકે પાટીદાર છે. તોપણ તેઓ અન્ય ભગવાઓનું ખાય છે. પીરાણાના કાકા અભણ છે. તેમ ભેટ વગેરેથી મેળવેલાં નાણાંથી તે મીલનો વહેપાર. ધંધો વગેરે કરે છે. આ સિવાય તમારી ચોપડીમાંથી ખોળવા બેસીયે તો આખો રીપોર્ટ આક્ષેપોથીજ આંખો મિચીને લખ્યો હોય તેમ સાબિત થાય છે. પરંતુ તે વાતની અમને જરા પણ દીલગિરી નથી; પરંતુ અમને તો જરૂર માત્ર તેટલીજ છે કે ધર્મની તથા ગુરૂની તેમજ ગુરૂજનોની

તમારાથી કરાયેલી નિન્દાજનક ખરાબ વાસ કચ્છદેશના તથા અન્ય દેશવાસીઓના મગજ ઉપર દાખલ કરી દીધી. તે તથા પીરાણા સતપંથ ધર્માનુયાયી ઘણા સેવકોમાં તમોએ તમારી જુઠી ને તરકટી નોટીસો તથા છાપાં મનની મોજ માફક છપાવી નાંખ્યાં તે કાર્યો અધમતા દર્શક છે કે નહિ તેનો ખ્યાલ કરો.

"**अधिकारिभ्यः वक्तव्यम्**" અર્થ—જીજ્ઞાસુનેજ જ્ઞાન આપવું, ને ધર્મ કે જ્ઞાન લેવાની ચાતો સર્વ ધર્મોના અધિષ્ઠાનરૂપ તથા સર્વ ધર્મોના ફલપ્રદાતારૂપ મને જાણવાની ઇચ્છા વગરનો ગમે તેવો મહાન પુરૂષ ગણાતો હોય તેને પણ ફેંકી દેવા માટે, પ્રભુ, જ્ઞાન આપવાને ના આજ્ઞા કરે છે. પ્રમાણ (ગિ. ૧૮. અ. શ્લો. ૬૭) **इदं ते न तपस्काय, नाभक्ताय कदाचन । न चाशुश्रूषवे वाच्यं, न च मां योऽभ्यसूयति ॥** અર્થ—જ્ઞાન-ઇન્દ્રિયોના નિગ્રહથી રહિતને, ભક્તિરહિત ને, સેવા ધર્મથી, (એટલે ગુરૂની પાદપ્રક્ષાલનાદિ સેવાથી રહિતને, ને અસૂયા (એટવે ગુરૂજનોના ગુણોમાં દોષોનું આરોપણ કરી દ્વેષ) કરે તેને મારૂં કુલધર્માદિ જ્ઞાન ઉપદેશ કરવા યોગ્ય નથી. ટુંકાણમાં એટલુંજ કે ધર્મ સંબંધી મારૂં જ્ઞાન જેવા તેવાને કે સત્સંગતિ સિવાયનાને કહેવું નહિ. તેમ સત્સંગતિ માણસને અમીત ગૌરવતામાં મુકે છે પ્રમાણ વાંચોઃ—

**जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं । मनोन्नतिं दिशति पापमपा करोति । चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं । सत्संगति कथय किं न करोति पुसांम् ॥ १ ॥ सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति ।**

અર્થ—સજ્જન પુરૂષોની સોબત, બુદ્ધિની જડતાને હરે છે. બોલવા, તેમ લખવામાં સત્યતાને પોષે છે, મનની ઉન્નતિને દેખાડે છે. પાપને દૂર કરે છે. ચિત્તને પ્રસન્ન રાખે છે. દરેક દિશામાં કીર્તિને ફેલાવે છે. આ સિવાય સતસંગત શું નથી કરતી? અર્થાત સત્પુરૂષોની સોબત દરેક કાર્યોને સિદ્ધ કરે છે. તેવા મહાન અન-

હદ ગૌરવતાવાળા પુરૂષોની સોબતનો કોઈ જબ્બર પુણ્યના યાગેજ થાય છે.

ઉપરના પ્રમાણોથી સાબિત થાય છે કે કોઈ પણ શાસ્ત્રની માહિતી મેળવવા, પહેલાંથી ઈચ્છા ના હોય તો માણુસ તે શાસ્ત્રનો અભ્યાસ કરવાને અધિકારી ગણાતો નથી. અને અનધિકારી પુરૂષને તે શાસ્ત્રનો કે ધર્મનો ઉપદેશ કરવો તે ઉંધી ગાગર મુકી તે ઉપર પાણી રેડવા જેવું છે. શિષ્યોને તેથી કાંઈ પણ ફાયદો થતો નથી. એટલુંજ નહિ પણ ધર્મગુરૂને વિના કારણનો શ્રમ થાય અને બંનેનો વખત નકામો જાય તેવું થાય છે. જૈમિનિ સૂત્રના આરંભમાં " अथातो धर्म जिज्ञासा " એટલે ગુઢ તેમ ગહન એવા ધર્મનો ઉપદેશ ધર્મ જાણુવાની ઈચ્છાવાળાનેજ કરવો. આ મહાસૂત્ર ઉપરથીજ ઉંડો વિચાર કરો કે ઉત્તમોત્તમ ધર્મ ગુપ્ત રાખવામાંજ તેનું ગૌરવ જરવાઈ રહે છે, માટે તે વચનો પ્રમાણથી તેમ અન્ય પ્રમાણ એ છે કે વેદના વર્ણો પણ અનધિકારિ પુરૂષોને કર્ણપથ માટે પણ સ્મૃતિ શ્રુતિઓમાં અસંખ્ય વચનો નિષેધ છે. તે ઉપરથી પણ વિદિત થાય છે કે; દરેક ધર્મો અતિ ગુપ્ત રાખવામાંજ માન ગણાય છે. ( મા. ભા. અ. ૧૦–૭. ) ' सूक्ष्मा गतिर्हि धर्मस्य' ધર્મની ગતિ સૂક્ષ્મ છે. એટલુંજ નહિ પણ ' बहुशाखा ह्यनंतिका ' ઘણી ને જેનો અંતપણ આવે, તેમ નથી એવી તેની શાખાઓ છે. એવી રીતે તેનાં અનેક ફાંટાં પડેલાં હોવાથી તેનાં અનુમાનો પણ જુદાં જુદાં બહુજ થાય છે. એવો ભાવાર્થ મહાભારતમાં બતાવેલો છે. ( મ. ભા. વન. ૨૦૮–૨ ) તુલાધારને જાજલિના સંવાદમાં તુલાધારજ ધર્મનું વિવેચન કરતાં કહે છે કે ' नास्ति सत्यात्परोधर्मः ' સત્યનુ યથાર્થ મહત્વ તેજ પરમ ધર્મ છે. " सूक्ष्मत्वान्न सविज्ञातुं शक्यते बहुनिन्हवः " અર્થ—ધર્મ બહુ સૂક્ષ્મ ને બહુ ભાંજગડ વાળો હોવાથી ઘણીવાર સમજી શકાતો નથી; એમ કહેલું છે. અર્થાત ધર્મનું તત્વ અતિ ગહન તેમ ગુપ્ત છે, તે જે સ્વધર્મનિષ્ટ શ્રદ્ધાવાન ને પૂર્ણ આ-

સ્થાવાન ભક્તો હોય તેજ સમજી શકે છે. તેમ હરેક ધર્મગુરૂઓ પોતાના થતા શિષ્ય સેવકોને ધર્મ સંબંધિ ક્રિયા વખતે 'મહામન્ત્ર' ખાનગીમાંજ આપે છે. ને ધર્મ અતિ ગુપ્ત રાખી તેમાં પૂર્ણ આસ્થા રાખવાથીજ તે ધર્મ ફૂલદુપ બને છે. તેવો બોધ પણ તેજ વખતે આપે છે. તેમજ બ્રાહ્મણોના બાલકોને ઉપનયન સંસ્કાર વખતે ગાયત્રી મન્ત્રનો બોધ પણ ગુરૂથી દન ખાનગીમાંજ આપવામાં આવે છે. પરંતુ હાલમાં સુધારકો; પરમ પવિત્ર વેદનો; કર્મ ભ્રષ્ટો તેમ વર્ણાશ્રમ ધર્મ ભ્રષ્ટ દ્વિજાતિ વર્ગ માટે પણ અધિકાર છે: તેમ ખુલ્લી રીતે બોલવા મચી રહ્યા છે, વેદ સિવાય દુનિયા ઉપર કાંઈજ ચીજ નથી.

" **अहिंसा परमोधर्मः** " ( મ. ભા. અ. ૧૧-૧૨ એ તત્વ આપણા સનાતન સ્માર્તાદિ ધર્મનું એકલાનું નહિ. પણ ઈતર સર્વ ધર્મોમાં અહિંસા એ મુખ્ય મહાસૂત્ર ગણાયેલું છે. તેમજ બૌદ્ધ તથા ખ્રિસ્તિ લોકોના ધર્મ ગ્રન્થોમાં જે આજ્ઞાઓ છે તેમાં-" હિંસા કરવી નહિ " એ આજ્ઞાને મહાત્મા મનુ મહારાજની પેઠે પહેલું સ્થાન આપવામાં આવ્યું છે. તેમજ " કુરાને સરિફ " માં પણ આજ્ઞા કરેલી છે કે ' હિંસા ' ન કરવી. તે સિવાય પૃથ્વી ઉપર જાત જાતના ઘણા પ્રકારના ધર્મો છે તે બધામાં ઉંડા ઉતરીશું તો એમજ માલૂમ થશે કે, ધર્મની શરૂઆત કરનાર હરેકે અહિંસા પક્ષજ ધોરી રીતે અંગિકાર કરેલો છે. બ્રહ્માંડ અને વેદોના તથા નાનાવિધ ધર્મોના પાલન કરનાર પ્રકાશ સ્વરૂપ પરમેશ્વરની સૃષ્ટિમાં વિસ્તૃત તેમ પવિત્રાચરણરૂપ " **अहिंसा** "સ્વિકાર કરે છે. તેજ પુરૂષો પરમાત્માને પ્રાપ્ત થવામાં યોગ્ય થાય છે. તેમજ ( મ. અ. ૨ શ્લો. ૧૫૯ ) **अहिंसयैव भूतानां कार्यं श्रेयोनु शासनम् । वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्म मिच्छता ॥** અર્થ—ધર્માત્મા બનીને નિર્વેરતાથી સર્વ પ્રાણીઓનો ઉપકાર કરે; એટલે પૃથ્વી ઉપરના સમસ્ત પ્રાણિયોમાં અહિંસાપણાનો ધર્મનુંજ શાસન કરે; ને તેનો ઉપદેશ મધુર તેમ રોમાંચ વાણીમાંજ કરે, જે શાસ્રોક્ત

ઉપદેશથી ધર્મ સંરક્ષણની બાબતોમાં ધર્મની વૃદ્ધિ તથા અધર્મનો નાશ કરે છે. તે ખરેખરી રીતે ધન્યતાને પાત્ર છે.

પ્રિય યુવક બંધુઓ—હવે હિંસા એટલે માત્ર બીજાનો જીવ લેવો એટલુંજ નહિ; પણ બીજાં પ્રાણિઓ ને મન કિંવા શરીરથી ઇજા કરવી એનો પણ શાસ્ત્રોક્ત વચનોની રાહે તો હિંસામાંજ સમાવેશ થાય છે. અર્થાત અહિંસા એટલે કોઈ પણ સચેતન પ્રાણિને કોઇ પણ પ્રકારે દુઃખ ન દેવું. એવો અર્થ થાય છે. પિતૃવધ, માતૃવધ, ગુરૂવધ, મનુષ્યવધ, તાત્પર્ય માત્ર એટલુંજ સિદ્ધ થાય છે કે ઉપરનાનો તિરસ્કાર કરવો તેપણ ખાસ વધજ ગણાય છે. તે શાસ્ત્ર પ્રમાણે બધા હિંસાના જ ઘોર પ્રકાર છે. જગતની સર્વ પ્રજાઓ આ અહિંસાના ધર્મને સર્વથી શ્રેષ્ઠ માને છે. તેમાં જૈનો વિશેષમાં; તેવા છે પરંતુ હવે તેમ સમજો કે કોઇ પણ માણસ આપણો જીવ લેવાને કાજે, કે ધર્મને કલંક લગાડવાને, તેમ વળી ધર્મગુરૂની નિન્દા કરી તિરસ્કાર કરવાને તૈયાર બનેલાને, કે આપણી વહુ, દીકરીની લાજ લેવા કાજે કે આપણા ઘરને આગ લગાડવાને, કે આપણી સ્થાવર જંગમ મિલકત માલનું હરણ કરવાને કોઇ દુષ્ટ મનુષ્ય હાથમાં શસ્ત્ર લઈ આવતો હોય અને નજદિકમાં કોઈ પણ માણસ આપણું રક્ષણ કરનાર ના હોય તો એવા “ आततायी ” મનુષ્યની આપણે “ अहिंसा परमोधर्मः ” એ મહાવાક્યનું સ્મરણ કરી આંખો મિચીને શું ! તે દુષ્ટની ઉપેક્ષા કરવી ! કે તે દુષ્ટ ન માને તો તેનું યથાશક્તિ શાસન કરવું ? એ કે પાપી પુરૂષો લાંબા ટુંકા કાળે પોતાના અધર્મોથીજ મરણ પામે છે. તેથી હત્યાનું પાપ લાગતું નથી; કારણ કે આત્મ રક્ષણનો હક્ક મર્યાદા બાંધીને કબુલ કરવામાં આવેલો છે. માટે આવા પ્રસંગોમાં અહિંસા કરતાં आत्मसंरक्षणની યોગ્યતા અધિક સમજાય છે. જેમકે ભ્રૂણહત્યા, કોમલાંગ બાલકની હત્યા, એ સર્વે શાસ્ત્રમા તથા સદાચાવાન શિષ્ટ મંડલમાં અતિ નિંદ્ય માનેલી છે. પરંતુ કદાચ બાલક પ્રસવ

વખતે આડું આવે ત્યારે તે ગર્ભસ્થ બાલકને કાપી કાઢવું નહિ શું ? કાપી કાઢવું. હું હિંસાના સંબંધમાં દરેકના કાન ઉઘડાવું છું કે જગતના અનુપમ બંધારણમાં કોણુ કોને ખાતું નથી ! "जीवो जीवस्य जीवनम्" ( ભા. ૧–૧૩–૪૫ ) જગતમાં જીવ એક બીજા જીવનું જીવન છે. આ વ્યવહાર નિત્ય ચાલુ છે. અને આપત કાલમાં "प्राणस्यान्नमिदं सर्वम्" આ બધું પ્રાણુના સંરક્ષણુમાં પાણુાન્ન ગણેલું છે. ( મ. ૫–૨૮ મ. ભા. શાં. ૧૫–૨૧) આવું માત્ર સ્મૃતિઓમાં ને મહાભારતમાંજ લખેલું છે. એટલું નહિ પણુ ખુદ ઉપનિષદોમાં પણુ સ્પષ્ટ કહેલું છે. ( વે. સૂ. ૩–૪–૨૮ છાં. ૫–૨–૧. બૃ. ૬–૧–૧૪ ) તેમ વિશેષ ખાત્રી માટે ઉપરનાં ટાંકેલા ગ્રન્થો વાંચો. તેમ યજ્ઞ યા ગાદિ ક્રિયાઓની નષ્ટ ભ્રષ્ટતા થઈ જાય. તેમ ( લોભાસ્કર ) 'पंचनखाभक्ष्या' વગેરેનું દિગ્દર્શન કરો તો મનને વિશેષ શાન્તિ મલશે. યાદમાં લો કે કદાચ બધી રીતે દરેક હિંસા માત્રનો ત્યાગ કરે તો પછી ક્ષાત્ર ધર્મનું શું થાય ? ક્ષાત્ર ધર્મનષ્ટ થઇ જાય તો જેને તેને જે તે ખાઈ જાય તેવોજ પ્રસંગ આવી પડે. પરંતુ ઉપરના ગહન વિષયમાં કર્તવ્યા કર્તવ્યનું તારતમ્ય ઘણી ઝીણી દ્રષ્ટિએથી વિચારવું. નહિ તો મહા વાકયો તરફ મોટો ભ્રમ ઉત્પન્ન એકદમ થઈ જાય. જેથી મોટા અનર્થનો ભય હૃદયમાં દાખલ થાય.

અહિંસા ધર્મ સાથે ક્ષમા, ક્ષાંતિ, દયા, એ ગુણો શાસ્ત્રમાં કહેલા છે. પરંતુ સર્વ ઠેકાણે એકલી શાન્તિ પણુ કેમ ચાલે ? હમેશાં શાન્ત રહેનારાં માણુસોનાં ઘરબાર, ને બાલ બચ્ચાં સુદ્ધાન્ત ઉઘાડે છોગે લોક ઉપાડી ગયા વગર રહેજ નહિ. તેમ સતત તેજ પણુ શ્રેયસ્કર નથી. તેમ નિત્ય ક્ષમા પણુ શ્રેયરૂપ નથી માટેજ નિત્ય ક્ષમાને પંડિતોએ વાળી દીધી છે. એટલે દેશ, કાલ, ને કાર્યો પરત્વે માણુસોએ ઉપરોક્ત ગુણોનો આશ્રય યોગ્ય સમયે યોગ્ય રીતનો કરવો; ( મા. ભા. શાં. હું સત્યથી વિદિત કરૂં છું કે ધર્મના મન્ત્રાદિ ગુપ્ત રાખવા તે તો માત્ર અધિકારી પરત્વેજ જણાવવા જોઇએ.

તે વાત તો અનેક વેદશાસ્ત્રનાં પ્રમાણોથી સ્વતઃ સિદ્ધ છે. તેનો ખુલાસો પણ ઉપરના લખાણમાં પ્રમાણો સાથે દર્શાવેલો છે. તેથી તમારો ઝપાટાવાળો પ્રશ્ન કે 'ધર્મને જાહેરમાં કેમ મુકતા નથી' તે વાત તમારી મુળમાંથી ઉડી જાય છે. તેમ વળી હિંસા સંબંધી ટીકા માટે પણ ઉપરોક્ત વિવરણ વાંચશો એટલે પુરતી ખાત્રી થશે કે પહેલાં તો અત્યારેજ ધર્મ, તથા ગુરૂ, તથા વડીલોની તેમ આદ્યગાદિની નિર્ભત્સના કરનારજ હીંસા કરનાર ગણાય તેમ થાય છે. શાસ્ત્ર વચનોના અનુસારે તો સૈયદો અલ્પપણામાં પણ હિંસા કરનારા ગણાતા નથી; પરંતુ કુલધર્મને નષ્ટભ્રષ્ટ કરનાર, તેમ નીચાં મુખકમલો કરી આંખો મિચી જેમ તેમ છાપાં છપાવી મારનાર હાલના સુધારક નવ યુવકોજ હિંસકો ગણાય તેમ માલૂમ થાય છે. ભાઇઓ શું ! 'સતપંથ' ધર્માવલંબી પાટીદારની મહાન ઉત્તમ કોમને ધર્મ દ્રોહ, ગુરૂદ્રોહ તથા હિંસા પ્રકરણમાં સમાવેશવાળાં ગણાય તેવાં કૃત્યો હવે કરવાનો ટાઇમ આવ્યો છે શું ! વાહ ! કલિયુગ તારી બલિહારી ? ખુલાસો માત્ર એટલોજ છે કે સૈયદો પણ મોટી એક કોમના ઉચ્ચઃ ગણાતા કુલધર્મના ઉપદેશકો છે. તેમ તેમના આચરણો હાલ સુધીમાં તો એવાં જોવામાં આવે છે કે ધર્મના સંરક્ષણ કર્તા આદ્યપુરૂષની વચન શ્રેણીની નિસરણીના પગથે પગથે ચાલતા હોય તેમ પ્રત્યક્ષ જોવામાં આવે છે. પરંતુ તેવા તે સદ્દાચારવાન છે છતાં પણ ધર્માધ્યક્ષ (એટલે ગાદિપતિ ગુરૂ) કાકા વગેરેની આણ (મર્યાદ) પાળે છે. ને તેઓશ્રીની સંપૂર્ણ દેખરેખ તળે તેઓનો સદાને માટે વાસ છે. આવી ઉત્કૃષ્ટ સ્થિતિવાન સૈયદો હોવા છતાં તેમના ઉપર મધ્ય, માંસ, તથા હિંસાદિ અનેક દોષો તેમના ઉપર છાપાં દ્વારાએ છાપવા તે શું ? દ્રોહ ન ગણાય તેમ કૃતઘ્નતાપણ ન ગણાય શું ? પરંતુ બંધુઓ અમે અમારી મેતે તથા ગુરૂગાદિએ અનેકવાર સંપૂર્ણ માહિતિ મેળવેલી ખબર જાહેરમાં મુકીએ છીએ કે દ્વેષના ને ક્રોધ લોભાદિના કારણોથી અઘટિત વચનો વદી જવાં; ને વળી પુષ્કળ હિંમત ભીડીને

છાપી પણ મોકલવાં; તે શું આ સૂર્યના પ્રકાશ સરખો અતિ તેજસ્વી પીરાણા સતપંથ હિન્દુધર્મને છાંખો પાડવાનો આ દુષ્ટ ઇરાદો; ના હોય તેમ શી રીતેજ ગણાય ?

( કુ. ગ. ) कुलम् रुपम् वयो विद्याधनश्च मदयत्यमुम् ।

કુલ, રૂપ, વય, વિદ્યા, તથા ધનનો મહા મદ મનુષ્યોને જે સ્થિતિમાં ને જેવા આચરણમાં મુકે છે; તેવો મદિરાનો મદ બેહદને નિર્માયાદપણામાં છેક યોગ્યને, લઇ નહિ જતો હોયં તેમ અમને ખાત્રી થાય છે. પ્રત્યક્ષ પ્રમાણુ તેમાં આપ સાહેબોનુંજ; વિચારો કે જામાનામાં ધનનો મદ માણુસને જે સ્થિતિમાં દોરી જાય છે તે સ્થિતિ બીજી વસ્તુઓના મદવાળાની થતી નથી. કારણુ કે બીજી કોઈ પણુ વસ્તુની મદાવસ્થાંની હદ મુક્કબ કરેલી છે. પરંતુ મદ, અભિમાન, ઈર્ષ્યા, વગેરેની તમોગુણુજનક વસ્તુની હદ નક્કી કુદરતે કરેલી નથી. કારણુ કે જે માણુસોના પાપ વધારે; તેમ તેનો પણુ શરીરમાં ધીરે ધીરે વાસો વધતો જાય છે. તે વાત નિશ્ચય છે. ઉપરોક્ત દ્રષ્ટાન્તોથી વિચારો કે ધન વગેરેના પૂર્ણુ મદથી ઘેરાયેલા મદોન્મત્ત માણુસો જે કાર્યો કરે છે; તે કરતાં મદિરાના મદ વાળાઓનો ઘડી ભરનો બકવા તો ઘણો સારો માનવો જોઇએ; પરંતુ લોકમાં દરેક સંયોગોના અનુભવોથી અમારા માનવામાં પક્કી રીતે ઉતર્યું છે કે શાસ્ત્રનિંદિત પદાર્થોમાં મદ્ય પાનાદિ જેવું બીજું એક પણુ ખરાબ કાર્ય નથી. તે ઉત્તમ જનસમાજમાં અહલકટ, અધમ ને, નીચમાં પણ નીચ કાર્ય, મદ્ય માંસાદિનું ભક્ષણુ, ને હિંસા તેજ ગણાય છે. તેમ તે કાર્યો કેવળ હિન્દુ ભાઇઓ માટેજ તેવાં ગણાય છે. તેમ નથી પરંતુ ‘ કુરાન ’ માં પણુ તેમ બીજા પ્રસિદ્ધ ને મહાન આધર્મના ધર્મગ્રન્થોમાં તથા અન્ય ધર્મોમાં પણુ હિંસા, મદ્ય, માંસાદિનાં નિષેધ દર્શક નિબંધનાં વચનો ઘણાં છે. તેવા અનેકાનેક સંયોગોથી તથા તે બધાં ધર્મમાં અગ્રભાગના નેતા ગણાતા તથા મનાતા હોવાને લીધે આપના છાપામાં લખેલા દુર્વર્ણોમાંનુ અલ્પપણું પણુ તેમનામાં ના હોય તેમ અમારૂં તથા ગુરૂગાદિનું માનવું

છે. તેમ વળી અમો બહાર ગામોમાં ઘણા જાત જાતના પ્રકૃતિવાળાનો સમાગમ શહેર તથા ગામો પરત્વે થયેલો તેમાં અમને એક મુસલમાનનો સમાગમ એક વખત થયો. તેની સાથે ધર્મની ચસાપોચીની વાત થતાં તેણે જણાવ્યું કે કુરાનેશરીફમાં પરવરદિગારની એવી આજ્ઞાઓ છે કે કોઈએ કોઇને દુઃખ થાય તેવું કાર્ય કરવું નહિ. હિંસા કરવી નહિ, નાના મોટા જીવોનું સારી રીતે રક્ષણ કરવું. તેમ મદિરાનો સ્પર્શ પણ નહિ કરવો. કદાચ ભુલચુકથી કપડાને મદિરાનો છાંડો કે ચાંમડાના જોડાને મદિરાનો છાંડો પડયો હોય તો અમે જ્ઞાનવાન સમજુ મુસલમાન ભાઇઓ કપડાને પાણીથી ધોઈ નાંખીએ ને ચાંમડાના જોડાને તેલ લગાવી શુદ્ધ કરી દઈએ. આ ઇસ્માલી ભાઈની પક્કી ખાતરીની વાત મેં સાંભળી ત્યારથી મને હૃદયમાં સૈયદો માટે નિશ્ચય ખાત્રી થઈ કે, તેમનામાં ઉપર લખેલા દુર્ગુણોમાંનો એકપણ નહિ હોય, ને નથી તેવી વાત પણ તેમના આચાર વિચારો ઉપરથી વિદિત થાય છે. તથા ગુરૂસ્થાનાધ્યક્ષ શ્રી કાકાઓને પુછતાં પાકી ખાત્રી અમને થઈ છે. તેમના આચાર વિચારો ગૌરવતાવાળા છે. તેમ અધ્યક્ષ આપણા પૂજ્યને દર્શન યોગ્ય કાકાઓ વગેરેની તેઓ ઘણી સારી મર્યાદા રાખતા આવ્યા છે ને અદ્યાપિ પર્યન્ત પણ રાખે છે. તેથી તેમના આચરણો સંબંધી લેખો જેઓ જેઓએ આજ રોજ પર્યન્ત છાપામાં છાપ્યા છે. તેના ઉપરની સત્ય સમજ દર્શાવી અમો સમાધાન કરીએ છીએ કે ધર્મનેતાંઓ તરફ એવાં લખાણો એકદમ લખી પાંડવાં તે ઘણુંજ અયોગ્યતા દર્શક ગણાય. ને ઉત્તમ કાર્યોના વિઘ્નોનો ભંડાર પણ મનાયજ.

તેમજ વળી 'તમોને' તથા પીરાણા મત ( સતપંથ ) તંત્રના રચનારાઓને તેમજ બુદ્ધિપ્રકાશમાં તથા આર્યપ્રકાશમાં તથા બીજાં આજ રોજ સુધીમાં પીરાણા સતપંથ ધર્મના સંબંધમાં વિરૂદ્ધ લેખો જાહેર કરનાર તમામને તેમની લખેલી હકીકતનું ખંડન જાહેર કરીએ છીએ. ને માતાપંથી, તથા બીજાં પણ અનેક વાકયો લોકોને ખોટી રીતે ઉસ્કેરવા માટેજ લખ્યાં છે. નહિ તો

ધર્મનું રહસ્ય જાણવું હોય અથવા તે સંબંધમાં ચસાપોષી કરવી હોય તો ક્યાં ત્યાં ધર્મના નેતાઓનો તોટો છે. સુખેથી પીરાણે જઈ ખુલાસા ધર્મગુરૂને પુછો ને તે દર્શાવે તે માર્ગે ચાલો. તો આપણું કલ્યાણ થશેજ થશે. દેશકાલના પ્રમાણમાં ફેરફાર થવો જોઇએ તે વાત સાચી છે; પરંતુ ધર્મની પત્તર નહિ ફાડવી ને ચાલુ વેગને નહિ રોકવો. શુદ્ધ માતાપંથમાં મદિરા પાનાદિનો સ્પષ્ટ ઉલ્લેખ છેજ નહિ પરંતુ દુષ્ટ પેટભરાઓનો તે અર્થ છે. વિશેષ ખુલાસો વિચાર ભૂમિકાના આશ્રયથી થશે.

વળી તમે લખો છો કે પીરાણાની ગાદિના અધ્યક્ષાદિ કાકાઓ પાટીદાર છે. છતાં તેઓ બીજા અન્ય ભગવા ધારીઓનું ખાય છે. ભાઈઓ આ વાત કેટલી બધી કુતૂહલજનક છે. તેમ સાધારણ જ્ઞાન વાળાઓને પણ હાસ્યજનક થઈ પડે તેવી છે. આ તો જેમ વાયુના રોગના યોગે ઉન્મત્ત થયેલો નિડરપણાથી જેમ ઉચ્ચ: સ્વરે જેમ તેમ બોલે તેમ તમારૂં બોલવું સભવે છે. પરંતુ જરા ઉંડા ઉતરી સૂક્ષ્મ, બુદ્ધિપૂર્વક વિચારો કે મહાધામ જગદિશ પ્રત્યે જે જે જતા યાત્રાળુ હિન્દુઓ હશે તે બધાને ત્યાં સખડી ( ભાત ) પ્રસાદ એક પંગતે બેસી દરેકે લેવો પડે છે. તેમ પ્રભુની તેવી ખાસ મહાન આજ્ઞા છે. તેવી વાત ત્યાંના પ્રાચીન ઇતિહાસ જાણનારાઓ કહે છે તેમ શાસ્ત્રોમાં પણ તેનાં ઘણાં મહાવાકયો મલી આવે છે. તેમ અદ્યાપિ પર્યન્ત તેવીજ વ્યવસ્થા ત્યાં ચાલુ પણ છે. તેથી કોઇ વટલાઈ ગયા ને નકામા થઈ ગયા તેવી વાત મારા કાન ઉપર તો આજરોજ સુધી આવી નથી. મોટા પુરૂષોમાંજ જો દયા, ક્ષમા, દાનેશ્રીતા, ને સરલાથી યુક્ત આચરણોનો વાસ ન હોય; તો પછીં તે ગુણો! કોનો આશ્રય કરે. ઉત્તમ પદાર્થોમાં વધારે પડતી આભડછેટ મનાતી નથી જેવાં કે અગ્નિ, ઘી, દુધ, બ્રાહ્મણો, ધર્મગુરૂઓ, યોગી પુરૂષો ને અતિ કીંમતી આભુષણો તથા વસ્ત્રો અમુક અમુક ગણ્યા ગાંઠા પ્રસંગેજ અપવિત્ર થાય છે. નહિ તો સદા માટે તે પવિત્ર રહે છે. તથા બીજાને તેમજ રાખે છે. તેવું

શાસ્ત્રમાં કહેલું છે. જગદિશમાં સખડી (ભાત) અતિ જાતિ ભેદ રાખ્યા વગર આર્યજનો પ્રસાદિ માની જમે છે. તેમ ત્યાંથી રાંધેલા ચોખા જગદિશને ધરાવેલા તે હિન્દુ યાત્રાળુઓ બીજાં એટલે યાત્રાએ નહિ ગયેલાં સગાં વહાલાં માટે સન્મિત્રો કાજે તેમ આડોસી પાડોસી માયા વાળાંને કાજે જરૂરથી લેતાં આવે છે. ને તેજ પ્રસાદની અત્રે ઘણુાજ લોક આજીજી સાથે માગણી કરીને લે છે. તેમની સાથે બીજા બધા જમે છે તથા બીજા દરેક વ્યવહારો કરે છે. તેથી તેતો વટલાતા નથી. પણુ તમો તો એમ કહેવા માંગો છોં કે એક પાટીદાર સાથે બીજા પાટીદારો કેમ ખાય; ભાણે ખપતા દરેકનો ભોજન વ્યવહારોમાં વાંધો અમારા જાણુવામાં તો આખા દેશમાં પણુ નથી, તેમ વળી પોતાની જાતિમાં ને જાતિમાં વટલાતાને આભડશેટ એવા શબ્દો બોલાય પણુ કેમ ?—અન્ય ભગવાધારી કાકાઓ પણુ ધર્મગુરૂની સદ્રશતા વાળા પાટીદાર બંધુઓજ અસલના છે. તો પછી ભગવાં ધરનારા તમામ પાટીદારોજ છે તો પછી તેમની સાથે બેસી ભોજન લેવામાં બાધ શો ? જો કે પીરાણુાના ભગવાંધારી કાકાઓ પાટીદાર છે. પરંતુ તેઓ વિરક્ત પુરૂષો છે. તે વાત તો જગમાં જાહેર છે. બંધુઓ વિચાર કરો કે આપણુ પાટીદાર બંધુઓ કરતાં તે વિરક્ત પાટીદાર બંધુઓ કે જે આપણુા મુરબ્બી કાકાઓ એવા એક સાધારણુ (સાદા) નામથી પણુ જલદીથી ઓળખાય છે. તો પછી આપણુ સર્વે કરતાં ઉંચા સ્ટેજ (ભૂમિકા) ઉપર પોતાના ને બીજા લોકોના કલ્યાણુાર્થે દાખલ થયેલા તે મહાપુરૂષોમાં એવું તો ખાસ કુદરતી નિયમ પ્રમાણે હોય કે અમો બીજા અન્ય સાધારણો કરતાં ઉત્તરોત્તર મોટા ગણુાતા છીએ. તેમ શિષ્ય જ્ઞાતિમંડલમાં યથાક્રમ પૂજ્ય તથા વડા પુરૂષો; તેમ મનાઇએ છીએ પણુ ખરા; તો પછી પ્રિય ભાઇઓ સમ, તેમ વિષમપણું જેના સમજવામાં આવ્યું તે સાધારણુ અન્ય ભક્તભગવાધારીઓ સાથે ધર્મના સંરક્ષણુ ખાતર જમેજ નહિ તેમ વળી બીજી રીતેથી પણુ વિચાર કરીશું તો તરતજ માલૂમ પડશે કે આપણુા સરખા સંસારી પ્રાણિઓમાં પણુ એમ સ્થલે સ્થલે મા-

લૂમ પડે છે કે હું મોટો શ્રીમાન—યાતો ધીમાન છું. તેથી સાધારણ સાથે બેસી ભોજન વ્યવહાર લેવો તે મારી યોગ્યતા લોકમાં નહિ કહેવાય તેવા અભિમાનાદિ સંયોગોથી પણ મગજમાં તમોએ જરા ખ્યાલ કર્યો હોત તોપણ અન્ય સાધારણ ભગવાધારીઓનું તે ખાય છે. તે વાતનું તાકીદેથી નાબુદપણું થાત. પરંતુ તમારા મારા જેવામાં આ વિચારો એકદમ ન ઉદભવે તેનું કારણ ? માત્ર એટલુંજ કે આપણ બધા આપણા મુખ્ય સ્થાન બહાર; ને જ્ઞાતિના મુરબ્બી ગૃહસ્થોથી વેગળા, ને જેવા તેવા જાતજાતના ધર્મવાળાઓના ભેગા રહ્યા, નેકટાઈન કોલર વગેરે જાતજાતનાં વિદેશીધર્મને ઉત્તેજન મલે તેવાં આચરણોના અસંખ્ય યોગોથી વિદેશીઓના પદાર્થોથી ઝુકી રહેલી દુનિયાને બહુજ સારી રીતે માન આપનારા ને વળી તેમના જેવુંજ આચરણ આપણે તાકીદેથી કરનારામાં ને હોટલો વગેરેમાં જવા આવવાના; ને ત્યાંના અહારવિહાર પ્રમાણોથી નષ્ટ થયેલી ને તેથી ત્યાં દરેકની સાથે બેસી ભોજન લેવાનો **હોટલી** માવરો પડી જવાથી તમો બધા કહો છો કે કાકાઓ અન્ય ભગવાધારીઓનું ખાય છે વાહરે ! વાહ ! તમારી '**સમ વિષમ**' પ-**ણાથી ને** ગુરૂ શિષ્યપણાથી, તેમજ નાના મોટાની મર્યાદાથી મુકાઈ ગયેલી અક્કલ વાહ ! ભાઇઓ.......નાના મોટાપણું, ગુરૂ શિષ્યપણું તેમજ સમવિષમપણું અનાદિકાલથી ચાલતું આવ્યું છે તે સંસ્કાર દરેકના હૃદયમાં આવેજ છે. તો પછી મોટાપણાથી સ્વધર્મ સંભાળવાનો પ્રયત્ન તેમનામાં ના હોય તે વાત તો "**શશશ્રૃંગવત**" તેમજ "**ગગનારવિંદવત**" **અર્થ**—શશલાના શિંગડાની માફક ને આકાશમાં કમલ ઉગ્યાની માફક નકામી અમોને માલૂમ પડે છે, અસલથી ચાલતી આવતી કુદરતી સૃષ્ટિના નિયમોમાં સ્વાભાવિક રીતે કોઈ ફેરફાર કરી શકતું નથી. તેમ બુદ્ધિની ઉત્તમતાથી યાતો ભ્રષ્ટતાથી નૈસર્ગિક કાર્યમાં એટલે પોતાના સ્વધર્મમાં ફેરફાર કરે છે. તેમને પોતાની ખાતર પોતાની મેતેજ પ્રભુ પાસે ક્ષમા યાચી. તેનો તેજ **સ્વધર્મ** ( કુલધર્મ ) સ્વિકારવો પડે છે. નીચે ટાંકેલું પ્રાચીન ( ૫–૬ ) દાખલો વાંચો.

ઘણા પ્રાચીન સમયમાં એક મુસલમાન વર્ણોત્તમ પુરૂષ, અનેક સંસ્કારોનાં લીધે દરેક ધર્મના પૂર્ણ રહસ્યને નિષ્પક્ષપાતથી સમજી સંસારિક મહાન સુખોનો તે સારી રીતે નિતિસર અનુભવ કરતો હતો, તે પુરૂષ મુસલમાન કોમમાં ઉત્તમ ગણાતો હતો, ને આખા નગરમાં મુસલમાન તેમ હિન્દુ કોટીના ઉમરાવોમાં આ પુરૂષ એક ઉમરાવ સદ્‌ગૃહસ્થ તરીકે મનાતો હતો. તેના મહેલની ઐશ્વર્ય સાયભી અગાડે તેની તે મહા નગરમાં તુલના કરી શકે તેમ કોઈજ નહોતું. આ સદ્‌ગૃહસ્થ ઉમરાવમાં હિન્દુ, મુસલમાન આ બંને મહાન કોમોમાં વધારે રીતે વહાલા અરખામણાપણું કોઈના ઉપર તેનું હતું નહિ. તેથી એક વખત તેના મનમાં આવ્યું કે મને માલીકે આટલું બધું અગણિત ધન આપ્યું ને દરેક રીતે માન તાનમાં મોટો બનાવી દીધો ને મારા ઘરમાં સ્રી, પુત્ર, તથા અન્ય મારાં સગાં વહાલાં ને જ્ઞાતિજનો સમસ્ત તેમ હાલ નગરવાસી પ્રાણીઓ મને મુરબ્બી તરીકે માન આપે જે. ને પોતાના ધન, તથા શરીર બંલ વગેરે મારી ખાતર પોતાના પ્રાણોની પણ દરકાર કર્યા વગર વાપરે છે. વાહરે ! વાહ ! ખુદા તારી અકળકળા ને ચરિત્રની લીલા અગાડે કોઈનું કાંઈ ચાલતું ઉપજતું નથી, (મનમાં) પરંતુ મને તો ખુદા મહાન્ પક્ષપાતી હોય તેમ સમજાય છે વૈરાગ્ય ! એવો વિચાર કરતાં ઉંડાણમાં ઉતરી પડેલા આ વૈરાગ્યવાન ઉમરાવ મુસલમાન પાસે તેનો એક મિત્ર હિન્દુ શેઠીઓ નિર્ગુણ ને નિરાકાર પ્રભુના સ્વરૂપને સારી રીતે સમજેલો, ને પ્રરબ્રહ્મના સ્વરૂપમાં લીન બનેલો, તથા બીજાઓને પરબ્રહ્મનો બોધ આપવાની ઈચ્છા ધરાવતો ને પરમાત્માની જ્યોતિનું ધ્યાન ધરાવતો તેમ પરમાત્માની જ્યોતિનું ધ્યાન ધરતો ત્યાં આવી પહોંચ્યો, તેને દેખી આ મુસલમાન ઉમરાવ ઉભો થયો ને તેને પોતાના ઈષ્ટ તરીકે માની હર્ષથી ને વૈરાગ્યના યોગથી એકદમ તેમના મુખમાંથી એવો ઉચ્ચાર બહાર નીકળ્યો કે આઇએ "મુનિવર ભાઈ" "વીરા ભાઇ" પધારીએ ખરા ટાણે તમો આવી પહોંચ્યા છો. હું તમારી સલાહ લેવા ખાતર વિચારમાંજ બેઠો છું. વાહરે ! વાહ ! ભાઈ અંતરયામિ પરમાત્મા તો જ્યોતિસ્વરૂપથી તમારો અમારો

એકજ હોય તેમ મને તો આજ રોજ આ આપણા યોગ્ય ટાણાના મેળાપ ઉપરથી ખાસ જણાય છે. ને ખાત્રી પણ થાય છે. ચાલો આપણ બંને એકાન્તમાં બેસી ધર્મ સંબંધી ને જગન્નિયન્તા પ્રભુની કર્તવ્ય, અકર્તવ્યતા સંબંધની ચર્ચા કરીએ. ત્યાર બાદ તે બંને જણા એકાન્તમાં ગયા ને ત્યાં ઉમરાવે દુનિયા તરફ નજર કરતાં વૈરાગ્યવાન બની ફકીરીપણાને માન્ય આપી પોતાના ભક્ત મિત્રને પુછયું ? ભાઈ મને તો પરમાત્મા પક્ષપાતી હોય તેમ તદન માલૂમ પડે છે. કારણ કે કોઈ આંધળો, કોઈ લુલો, લંગડો, કાણો, કુબડો, કાળો, કુટિલ, શાન્ત, ભયંકર, ચતુર, મૂર્ખ, કે વિદ્વાન, રંક, રાજા બહાદુર, કે નપુંસક, સુખી, દુખી, કે કોઈ સદાને માટે રોગ ગ્રસ્ત, કે કોઈ સદાને માટે વૈરાગ્યવાન; કોઈ મહાન ધનવાન તો તેને પુત્ર નહિ. કદાચ બહુ પુત્રવાન હોય તો નિર્ધન અવસ્થાથી પરાકાષ્ટાને ભોગવતા હોય આવી અનેક અઘટિત ઘટના પટીયસી ભરેલી રચના કિરતારની મને માલૂમ પડે છે. જો કે પ્રભુ સમર્થ છે છતાં આવી સમ વિષમતા ભરેલી તથા માન અપમાન વાળી સૃષ્ટિ મને પસન્ન પડતી નથી માટે આજ તો મને એવી ઈચ્છા અન્તઃકરણમાં ઉત્પન્ન થઈ છે. કે કોઈ મોટા શિખરવાળા પહાડ ઉપર જઈ પ્રભુ જગન્નિયન્તા પાસે પ્રાર્થના કરી તેમને પ્રસન્ન કરી એવું માગું કે હે પરમાત્મા આ નાના, મોટા, હલકા; ભારે આવા અનેક ભેદ વાળી સૃષ્ટિ મને પક્ષપાત ભાસે છે. તો આ સૃષ્ટિને કૃપા કરી સર્વત્ર સમાન ભાવવાળી બનાવી આપો. કેમ ‘ મુનિવરભાઈ,’ વિરાભાઈ, આ વિચાર મારા તમોને ઠીક લાગે છે કે કેમ ? તેજ વખતે તે હિન્દુ ભકતે તે ફકીર ઉમરાવને પુછયું આપ સાહેબ મને પુછો છો ? તેમ કહો છો કે પરમાત્મા પક્ષપાતી છે. મને સમવિષમતા વાળી આ સૃષ્ટિ મને પક્ષપાત વાળી ભાસે છે. તેનો મારી બુદ્ધિ પ્રમાણેનો ખુલાશો હમણાં જણાવું છું પરંતુ તે પહેલાં હું આપને વિનંતિ કરૂં છું કે મને આપ મુનિવર, વિરાભાઇ ’ ઇત્યાદિ બહુજ માનવાચક શબ્દોથી મને તમોએ આદરભાવ આપ્યો છે. તેમ મને ભાસે છે. પરંતુ તેનો ખરેખરો અર્થ મને આપ શ્રી સ્પષ્ટ

રીતે સત્ય સમજાવવા કૃપા કરશોજી. ઉમરાવ ફકીરે જવાબ આપ્યો કે મુનિ એ શબ્દનો અર્થ શાસ્ત્રમાં એવો છે કે 'मननशीलाः मुनयः' દરેક કાર્યો પરત્વે પોતાની વાકજાલને માટે મનન કરવા યોગ્ય જેમનો સ્વભાવ છે; તેમ જેઓ હમેશાં સત્યને માટે થોડું બોલે છે હરદમ જેઓનામાં દયા, ક્ષમા, શાન્તિ ધર્મમાં પૂર્ણ નિષ્ટા, ગુરૂના મહા વાકયો ઉપર જેમને શ્રદ્ધા, ને પરહિત ચિંન્તકો જે હોય તે બધાં મુનિઓ ગણાય છે તેમ બોલાવામાં પણ તેમને મુનિવર ભાઇ, તેમ કહેવામાં આવે છે. તેમજ જે પોતાના કુલધર્મની કોઇપણ પ્રસંગે નિન્દા સાંભળે નહિ ને નિન્દા કરનારના સામે મનુસ્મૃતિના વચન પ્રમાણે એટલે કે ગુરૂની નિન્દા કાનથી નહિ સંભળાય તે ખાતર છેદનાદિ ઉપાયોથી નિન્દા કરનારની જીભ બંધ કરવી. તેવું સામર્થ્ય, જેમનામાં ના હોય તેમણે છેવટે ગુરૂની કે કુલધર્મની નિન્દા કરનારની અગાડેથી ચાલી નીકળવું; તેમ છતાં ચાલી નીકળાય તેવો યોગ ના હોય તો; કાનમાં સીસું રેડવું; વગેરે અનેક ઉપાયો યોજવા પણ કદાપિ ગુરૂની કે ધર્મની નિન્દા સાંભળવી નહિ. તેવા નિશ્ચયવાન ધર્મવીર બંધુઓને એટલે સ્વધર્મ (કુલધર્મ) ખાતર વિરોધીઓમાં વીરત્વ દર્શાવનાર પુરૂષોને મનામાનમાં વીશભાઈ કહેવામાં આવે છે. 'वीरत्वदर्शकाः धर्मकार्णे येनराः ते वीराः उच्यते' ઇતિ મુનિવરભાઈ એ સંસ્કૃત શબ્દનો અપભ્રંશ શબ્દ મુમના હોય તેમ મારૂં અનુમાન થાય છે. એવા બીજા પણ ઘણા શબ્દો છે. જેમાંના જગાના અનવકાશને લીધે આપની અગાડે એક બેજ શબ્દો લખી જણાવું છું. સંસ્કૃતમાં મુખ્ય 'गुरु' એ શબ્દ છે. જેનો અર્થ—'अज्ञानम् गलतिती गुरुः' શિષ્યોના સંપૂર્ણ અજ્ઞાનરૂપ અંધાળાનો ( અવિદ્યા ) નાશ કરે ને જ્ઞાનમય સૂર્યનો પ્રકાશ હૃદયમાં આપે જેથી મનુષ્યોની જીંદગી કીંમતી ગણાય છે. તે ગુરૂ શબ્દનો અત્યારે અપભ્રંશ શબ્દ ગોળ, એવો કહેવાય છે. તેમજ ગામડાના ગાડાં લઇને આવનાર મનુષ્યો પોષ, પોષ, એવા શબ્દો બોલે છે; તે શબ્દો અસલ સંસ્કૃતમાં 'पश्यपश्य'

અર્થ—દેખો, દેખો આ પશ્ય, પશ્ય શબ્દનો અપભ્રંશ શબ્દ પોષ પોષ થઈ ગયો છે. તેવી રીતના ઘણાજ શબ્દો છે. તેમાંનોજ એક આ 'મુનિવર ભાઈ' એ શુદ્ધ શબ્દ છે. ઉમરાવ ફકીરના મુખ કમલમાંથી તે વખતે બોલાયો; બીજી વખતે વીરાભાઈ આવા મહાન્ શબ્દોથી તેમને બોલાવ્યા પરંતુ હાલમાં તે શબ્દોનો અપભ્રંશ શબ્દ મુમના તેવી રીતે ચાલુમાં કહેવાય છે. તેમ જ્ઞાતિમાં મનાય પણ છે. મુમના શબ્દનો અર્થ મુસલમાનીમાં મોંમદીલ મોમના; મોટા દીલના ( ઉદાર ) માણસોને મોમન તરીખે માન અપાય છે. વાસ્તે ઘણી ભાષાઓના જ્ઞાનવાન મનુષ્યોને બહુશ્રુત પુરૂષ છે તેમ કહેવામાં આવે છે. પોતાની આવડતી હરકોઈ ભાષાનુ વચન માણસ બોલે તેથી તે તેજ જાતમાં મલી જાય છે તે વાત તો ખરેખર હાસ્યજનક મનાયજ. તેવી રીતે હિંદુઓ માટે અત્યારે આપણામાં બોલાતો મોમીન એ શબ્દનો ખરો સંસ્કૃત શબ્દ 'મુનિવર' એજ છે. ને ધર્મની વાતમાં બહાદુર પુરૂષને વીરાભાઈ તેમ કહેવામાં આવે છે. તે માફક ભાઈ તમારામાં તે ગુણો મને ભાસમાન થવાથી તે શબ્દોથી તમોને મેં માન આપ્યું છે. આટલું લોલી ફકીર ઉમરાવ બંધ પડતા પહેલાં બોલ્યા કે પરમાત્માએ સૃષ્ટિ સમવિષમતા વાળી કેમ બનાવી હશે ? સર્વત્ર સમાનતા વાળી સૃષ્ટિ મને બહુ પ્રસન્ન પડે છે. અહો માલિક ?

'હિન્દુ ગૃહસ્થ' ઉમરાવ ફકીરને કહે છે કે આ સૃષ્ટિનો કીરતાર ઘણોજ દક્ષ ને જેની કળાનો કોઈ પાર ના પામી શકે તેવો છે. તેણે આ સૃષ્ટિ ચક્ર બહુજ ડાપણ વાપરી કર્યું છે. જેના કાર્યોને હું તો બહુજ માન આપું છું. ને તેને તથા તેના કામોને હું ઉત્તમ તરીકે લેખું છું. જેના ખુલાસામાં હું આપને પ્રાચીન બે મિત્રોની વાત કહું છું સાંભળો, એક વખત વડ, પીંપળ, પીંપળા, આંબા વગેરે નાના પ્રકારનાં ઝાડો તથા લતાવેલાઓની ઘટ્ટ છાયા વાળી પીરાણાની ઉત્તમ સડખ ઉપર થઈ બે મિત્રો ઉનાળાના સમયમાં શીત-લતાનો અનુભવ કરતા જતા હતા તેવામાં એક જણે સડખ ઉપર

આવેલા ખેતરમાં કોળાનો મોટો વેલો જોયો ને તેને વળગેલું મોટું કોળું પણ જોયું જેનું વજન આશરે મણ જેટલું હશે આ દેખી તે કહેવા લાગ્યો અરે મિત્ર દેખદેખ કીરતારની અક્કલની મજા ? સૃષ્ટિમાં આ ગોઠવણ કરનારના જેવો મૂર્ખ મને તો કોઈ લાગતો નથી. કારણ કે ક્યાં આ ના નોવેલો ને તેને કેવડું મોટું ફૂલ વાહ ? પ્રભુ ! વાહ ? એટલામાં બીજા બહુશ્રુત ને ભેદ ભાવ વગરના સમજુ મિત્રે જવાબ આપ્યો કે ભાઈ પરમાત્માની ગોઠવણમાં ને તેણે કરેલા ( એટલે તેની ઈચ્છાથી થયેલા ) કાર્યોમાં આપણે આપણી અક્કલને એકી હારે માન આપી દેવું નહિ. ને તેના કાર્યને ખોટું કહેવું નહિ. તેટલામાં બીજીવાર પણ પહેલો બોલનાર મિત્ર બોલ્યો કે લો વળી આ બીજો દાખલો આ ' વડ ' કેવડો મોટો ને ડાળાં પાંખડાં વાળો ને વડવાઈઓનાં મજબુત ટેકા વાળો કરોડો મણ બોજો ઉપાડી શકે તેવો છે. છતાં તેના ઉપર તારા પ્રમાણિક ને ન્યાયી કીરતારે કેવી ગોઠવણ કરી છે તે પણ સાથે સાથે દેખો તો ખરા ? ' વડ મોટો ગંભીર ને તેના ઉપર ફૂલરૂપ ટેટા નાના નાના. પૈસાભાર પૈસાભારના લટકાવી દીધા છે. જે વૃક્ષ ભારને ઉંચકી શકે તેવો છે તેના ઉપર બિલકુલ નજીવો ભાર ને જે બિલકુલ ઉંચકી શકે તેમ નથી તેવી લતાવેલ ઉપર આવડાં મોટાં ફૂલ લટકાવનારની મૂર્ખતા નહિ તો પછી બીજું શું ગણાય ? આટલું બોલતામાંજ ? વડની શીતલ છાયા નીચે ઉનાળાના તાપે તપેલો એક માણુસ ચતાપાટ સુતેલો દીઠો તેને આ બંને મિત્રો જોતા હતા તેવામાં તે વડની છાયા તળે સુતેલા માણુસના કપાળમાં વડનો એક ટેટો પડયો આ બનાવ જોઈ પરમાત્માની ગોઠવણની આ સૃષ્ટિ રચના મૂર્ખતા ભરેલી છે. તેવું દ્રષ્ટાન્ત આપી સાબીત કરનાર મિત્રને આ શાન્ત; ને વિચારશીલ તેમ દરેક ધર્મમાં કીરતાર છે તેતો ખરોજ છે તેવું નિશ્ચય કરનાર બીજો માણુસ તેને કહેવા લાગ્યો કેમ પ્રિય મિત્ર જોયું કે નહિ ? સાંભળો હવે મારો દ્રઢ નિશ્ચય પરમાત્મા જે કરે છે તે સારૂંજ

કરે છે તેના કાર્યોમાં અથવા તેની પૂરણુ પ્રેરણાથી થયેલા કાર્યોમાં આપણુ સાધારણુ પ્રાણિઓ ભૂલ કાઢવા શક્તિમાન નથી. ખ્યાલ કરો ભાઇ ! કોળાના વેલાના ઉપર થયેલા ને સદા માટે જમિન ઉપર પડી રહેતાં કોળા જેવડાં મોટાં ફળો જો આ વડના વૃક્ષને કુદરતે લટકાવ્યાં હોત તો આ વૃક્ષના સુગન્ધ, છાયા, વગેરે ગુણોનો ઉપભોગ કોણુ કરત વાળું ? જો કદાચ કોઈ કરે ને તેના ઉપર મણુ ભારનું ફલ તુટી પડે તો તે બેસનાર યાતો સુનારની શું વ્યવસ્થા થાય તેનો જરા ભાઈ હવે વિચાર કરો. આ સાંભળતાની સાથે પ્રથમ કુદરતને વખોડી કાઢનાર અતિ નમ્રતાથી કહેવા લાગ્યા કે પ્રભુની પ્રેરણાથી પ્રચલિત ધર્મોમાં યાતો કાર્યોમાં જે મનુષ્યો ન્યુનતા જુવે છે, ખોટાં છે, સ્વાર્થ પુરતાં છે, વગેરે બોલે છે તે ખરેખર મૂર્ખ ગણાય છે, સર્વ શક્તિમાન પ્રભુનું એવું એક પણ કામ આ ઉપરથી જણાય છે કે જે નકામું યાતો વિચાર વિનાનું હોય, અને પ્રભુ જે કરે છે તે ઉત્તમ ને સારૂંજ લાભદાયક કાર્યજ કરે છે; એ વાત સાબીત છે. હવેથી મિત્ર, હું કોઈ પણ વખત કિરતારનું કામ ખોટું છે તેને જગતની ગોઠવણુ આવડતી નથી તેવું કોઇપણુ વખતે બોલીશ નહિ લો વચન. એમ બોલી વચન આપે છે. હવે તો કીરતારના ગુણો આપણુ બંને પીરાણે કુમારિકા જગામાં કે જ્યાં મહા પ્રતાપિ ઈમામશાહ બાવાનું સ્થાન છે કે જેમાં અખંડિત નિરંજન નિરાકાર ધૃતદીપ જયોતિ અનાદિ કાલથી જોવામાં તેમના આવી હતી ત્યાં જઈ શાન્તિથી ધર્મની ચર્ચા કરીશું. અહો આ રસ્તો ઘણો મજાનો દેખાય છે. એમ બોલી બંને મિત્રો અનેક જાતની સ્વધર્મ ચર્ચા કરતા ચાલવા લાગ્યા.

હિન્દુ ગૃહસ્થે ફકીર ઉમરાવ ને કહ્યું કે પ્રભુની સૃષ્ટિમાં બીલકુલ પક્ષપાત નથી; તેમ તેને કોઈ વહાલું યાતો અરખામણું પણ નથી સૌ પોતપોતાના કર્મના અનુસારે નાના, મોટા, રંક–રાજા પંડિત, મૂર્ખ, વગેરે થાય છે. એટલે પોતાના કર્મના અનુસારે તો સૃષ્ટિ સરખી ક્યાંથી હોય. ઉમરાવ ફકીર સાહેબ ? તમો તો

મોટા દીલા મુનિવર પુરૂષ છો તેથી આખા જગતને સરખું ને સદ્રુપતા વાળું જોવા ઇચ્છા કરો છો. પરંતુ ઉપરના દાખલા ઉપરથી ફરીથી પણ આપ સાહેબને કહું છું કે કીરતારે સ્વત: સિદ્ધ ઇચ્છાથી તેમ પોતાની પ્રેરણાથી જે જે ધર્મરૂપ કાર્યો પ્રચલિત કર્યા છે તે બધાં સ્તુત્યને પ્રશંસાપાત્ર છે, તે વાત સાબિત છે. જો આ ચાલે છે તેવી સૃષ્ટિ કુદરતે ન બનાવી હોત તો શું પરિણામ આવત તે કહી શકાય નહિ તેમ સારા નરતાની કસોટી (કીંમત) પણ માલૂમ પડત નહિ, અંધારૂં ના હોત તો પ્રકાશ ( તેજ ) ની કિંમત કોણ કરત, અંધાપાના દુ:ખો ના જણાતાં હોત તો આંખોની કીંમત શી રીતે થાત; કુદરત માંથે ગાજવી ન હોત તો સારા નરતા કર્મની વાત ને ફલની મજા કોણ જાણત વગેરે કારણોથી કુદરતી સૃષ્ટિ ઉત્તમ છે. એમ હું તો માનું છું.

તે ઉમરાવ ફકીરે વિનયવાન હિન્દુ ગૃહસ્થને કહ્યું કે નહિ નહિ. સૃષ્ટિમાં સમાનપણાની દરેકને સ્થિતિ પ્રભુ કેમ ન આપે. પરબ્રહ્મ નારાયણમાં પક્ષપાત હોયજ નહિ માટે હું તો કોઇ એક પહાડી જંગલમાં જ્યાં મહાન વિકરાળ સિંહો રહે છે. તેવી કુમારિ જગા વાળા જંગલમાં કે જ્યાં ચારે બાજુનો શુભ વાયુ વાઈ રહ્યો હશે તે સ્થાનમાં જઈ પ્રભુની એક ચિત્તથી પ્રાર્થના કરીશ. ને પરમાત્માને એટલે માલેક પરવર દીગારની પાસે માગીશ કે આ સૃષ્ટિ ચક્રમાં બધાં સમાન સુખ દુ:ખ વાળાં હોય કોઇ પણ રીતથી ચડતા ઉતરતા ભાવવાળાં નહિ જોઈએ. માટે સમસૃષ્ટિ બનાવો તેજ મારી આપણી પાસે માગણી છે. આવા વિચાર પ્રમાણે તે ઉમરાવે ફકીરી અવસ્થાને સ્વિકારી. હિન્દુ ગૃહસ્થને કહ્યું કે જે ટાઈમમાં પરવર દીગાર મારા ઉપર પ્રસન્ન થઇ મને કહેશે કે માગ વરદાન તારા ઉપર પ્રસન્ન છું તે ટાઈમમાં હું તમે જરૂરથી ચુકીશ નહિ. તેમ કહી તે ઉમરાવ ધારણા વાળા અત્યુત્તમ સ્થાન પ્રત્યે ગયો, જે જગા તેણે ધારી તે જગા ઉપર એક મહાન સિંહ વિકરાળ બેઠેલો હતો તે જગાથી તેને તેણે ઉઠાવી દીધો ને તે સ્થાનનો

પોતે આશ્રય કર્યો તેમ ત્યાં પૂર્ણ વિધિ પ્રમાણે તપ કર્યું. તેમના ઉપર તેજ વખતે પરવર દીગાર પ્રસન્ન થઈ દર્શન આપ્યું. તેજ વખતે ઉમરાવ ફકીરે માગણી કરી કે આ સૃષ્ટિ સમધર્મ વાળી તેમ સમાન સુખ દુઃખ વાળીને નાના મોટાના પ્રથક કરણ વગરની હોવી જોઈએ ને તેવી સૃષ્ટિ થવા માટે આપ પરવર દિગાર પાસે મારી ખાસ અગત્યની માગણી છે, આ શબ્દો સાંભળતાની સાથે પરમાત્માએ તે ફકીર ઉમરાવને વિદિત કર્યું કે; ઉમરાવ........સૃષ્ટિનો જે ક્રમ ગોઠવાયેલો પ્રાચીન ને અર્વાચીન કાળમાં છે; તેજ અત્યુત્તમ છે. ને તેમાં ફેરફાર કરવામાં અનેકાનેક સંકટો આવી પડે તેવા સંયોગો દુનિયામાં સરૂ થયેલા છે. માટે અસલથી જે ક્રમ ચાલતો આવે છે તેજ ગૌરવતા ને માન ભરેલો છે. તેવાં અનેક વાક્યો પરવર દિગારથી કહેવાયા છતાં તે ઉમરાવ ફકીરે પોતાનો આગ્રહ કાયમ રાખી એકજ વાત ઝાલી રહ્યા, તેવે ખુદા પ્રસન્ન થઈ વચન આપ્યું કે, સૃષ્ટિ ઉપર લોકો સમસુખ દુઃખવાળાં ને નાના મોટાપણાના ભાવવગરનાં બનવાં ઠીક નથી. પરંતુ તમે મારી આજ્ઞાથી હાલમાં ચાલતા મોગલોના ત્રાસથી ને જુલમથી મારા હિન્દુ ધર્મનું સાર વસ્તુથી રક્ષણ કરો જેથી કોઇ પણ રીતે હિન્દુઓનું અસ્તિત્વ કાયમ રહે. એટલે હિન્દુઓનું નિર્ગુણ, નિરાકાર,. સચ્ચિદાનંદ, અખંડિત જ્યોતિરૂપ પરમાત્મા પરબ્રહ્મની જાણ દરેકના હૃદયમાં કાયમ રહે તેમ હાલમાં મોગલો તે ધર્મ ઉપર મુગલાઈ જુલમ ન ગુજારે તેવો એક મહાન 'સતપંથ' (સાચો માર્ગ) આવા નામવાળો ધર્મ ચલાવો ને તેમાં અસંખ્ય ઉત્તમ મનુષ્યો ને ઉચ્ચ: વિચાર વાળા પાટીદાર બંધુઓ તે ધર્મના આસ્થિક સેવકો થશે. ને તેનું એકમત દ્રઢ મૂલવાળું ધર્મ કલ્પવૃક્ષ તમારા હાથથી થશે. ને તેમાં પુષ્કળ હર્ષને પ્રાપ્ત થવાશે એટલુંજ નહિ પરંતુ એવો પ્રભાવ તે ધર્મનો ચાલશે કે કલિયુગમાં સત્યની એટલે સાચા જુઠાની પરિક્ષાની વ્યવસ્થા હરકોઈ વર્ણ, સમજુ થયા પછી કલિયુગમાં તો પીરાણે જવાનોજ સત્ય પરિક્ષા માટે નિશ્ચય દરેક મનુષ્યો કરશે. તેમ તે નિશ્ચયને

સાથે માનાવાના કામમાં હું હે ઉમરાવ ફકીર તારામાં તથા તે ઉત્તમ જગામાં હું સદા માટે તમારા આગ્રહથી ત્યાંજ વાસ કરીશ. આટલાં વચનામૃતો જણાવી પરમાત્મા અદ્રશ્ય થઈ ગયા. ત્યારબાદ ઉમરાવ પોતાના અસલ અનુપમ ઐશ્વર્યવાળા સ્થાનમાં દાખલ થયા તે વખતે પરવર દીગારે તેમને ખાસ તેમના માટે 'સમ' સૃષ્ટિનો અનુભવ કરાવ્યો. કે નોકરચાકર સલામ પણ તેમને ના કરે, ને કોઈ તેમને માનવા ન લાગ્યું, બૈરી છોકરાં તથા હરકોઈ માણુસ માત્ર તેમની સાથે સમ સૃષ્ટિનો અનુભવ કરવા લાગ્યાં. એટલે હમે બધાં તમારા સરખાં છીએ તેમ દરેકે વર્તન કરવા માંડયું તેજ વખતે ઉમરાવ ફકીરને પરવર દીગારનો અસલથી ચાલતો આવતોજ ક્રમ ઘણો સારો છે. તેમ પરમાત્માનું વચન સાચું હતું. તેમ જરૂરથી લાગ્યું. તેથી ફરી પૂર્ણ ઐશ્વર્ય વૈભવ વિલાસાદિ સુખ તજી; તેજ સ્થાનમાં રહેવાનું નક્કી કરી ત્યાં પરવર દીગારની પ્રાર્થના કરી; ફરીથી યાચના કરવી પડી કે તારી સૃષ્ટિનો ચાલતો આવતો માન અપમાન, નાના મોટા, વગેરે ક્રમ ઘણોજ સારો છે. મારી ભુલ હતી કે તેમાં હું ફેરફાર કરવા માગતો હતો. ત્યાર બાદ ઉમરાવ ફકીર મહાત્માને અસલની માફક પ્રભુએ સૃષ્ટિના રીવાજનો અનુભવ તેમને આપ્યો. તેજ ક્રમનો રીવાજ અદ્યાપિ પર્યન્ત ચાલુ છે. ઘણા પુરાતની ઈતીહાસોની વાતો મને મલી આવી છે કે તે બધી લખતાં પુસ્તક ઘણુંજ લાંબુ થઈ જાય ને વખત પણ ઘણો જાય તેથી લખંતા નથી; પરંતુ તેમાંથી ચમત્કારી એક બેજ બનાવો માત્ર તમારી અગાડે ભૂતકાળના તથા વર્તમાન કાળના મુકું છું તે વાતો શાસ્ત્રસિદ્ધ થઈ શકે છે તેમ અસલના આપણા માન્ય ગ્રન્થોમાં પણ જડી આવે છે.

આપણા અત્યુત્તમ ધામમાં જે વખતે નિશાન એટલે મહા ધ્વજ ઉભો કરવાનો સમય હતો. ને તેનું શુભ મુહુર્ત પંડીતોએ નક્કી કરેલું હતું. તે વખતે તે નિશાન માટે મોટા જબ્બર બલવન્ત અસંખ્ય માણુસોને પૈસા આપવાના કરી બોલાવ્યા હતા તે બધાએ

ઘણીજ શ્રમ સે નિશાન ઉંચું કરવામાં લીધો બીજા અસંખ્ય શિષ્ય સેવકો નિશાન ચડાવતી વખતે હાજર હતા ને તે બધાએ પણ તે નિશાન ઉભું કરવામાં હાથ દીધો પરંતુ જે હાલમાં છે તે નિશાન જરા પણ ઉંચું થઈ શકયું નહિં. તેથી અસંખ્ય શિષ્ય સેવકો તથા ઘાટી વગેરે મજુરો તથા ધર્મનેતાઓ તથા વિદ્વાનોના મન ઉપર મોટી દીલગીરી ફેલાવાનો સમય નજદિકમાં આવી પડયો તેજ વખતે ઉત્તર દિશામાંથી એક ફકીરે આવી તે અત્યન્ત ઉંચા ને જબ્બર નિશાનને પરવર દીગારનું નામ બોલી હાથ દીધો; ને બીજા બધાંને હાં ? લગાવો હાથ જોસ ભેર આંખો મિચો ? આટલું બોલવામાં તો એકી હારે નિશાન અદ્ધર સ્થિર થઈ રહ્યું. તેજ વખતે તે ઉપરાન્ત ફકીરે મહાન ઉચ્ચ: શબ્દથી અવાજ કર્યો કે, સાંભળો સાંભળો પરવર દીગાર ને પરબ્રહ્મના ઉપાસકો ચિત્તૈકયતાથી સાંભળો. આ ઘણા ઉંચા ને જબ્બર નિશાનની ધજા જયાં સુધી ફરકે તેટલા સુધીમાં એક પણ પ્રાણિ ભુખ્યો તરસ્યો કે દીન ન રહેવો જોઇએ. તેજ વખતે આકાશમાંથી ચંદનના વરસાદ પુષ્કળ પડયો ને જયજયકાર શબ્દોના મોટા ઘોંઘાટમાંથી ફકીર કયાં ગયા તેનો પત્તો કોઈને લાગ્યો નહિં. તેથી અસંખ્ય શિષ્યો " ઈમામશાહ " બાવા સાહેબકી જય તેવા શબ્દો પણ વારંવાર બોલવા લાગ્યા. જે મહા નિશાન અગાડે અત્યારે પણ અલૌકિક ભાવ હૃદયમાં દરેક શિષ્યોને ઉત્પન્ન થયા વગર રહેતો નથી.

તેમજ હાલના આપણા ધર્માધ્યક્ષ ગુરૂ કાકાશ્રી લક્ષ્મણ કરમસી જ્યારે આ મહાગાદિના અધ્યક્ષ ગુરૂ તરીકે ઈમામશાહ બાવા સાહેબની પૂરણ મહેરથી મુકરૂબ થયા; ત્યારે આજ કાકા સાહેબની આગળ પ્રથમના દરેક કાકાઓ કરતાં ઘણીજ સારી રકમ ભેટ તરીકે આવી હતી. તેમ જમાતમાં અસંખ્ય સેવક શિષ્યોની હાજરી થઇ હતી. જેથી ધારણા કરતાં આઠગણું માણસ એકઠું થઇ ગયું હતું તેથી ભરેલો ચોખા, ઘી, ગોળ, ખાંડ, લોટ વગેરે સાહિત્ય એકજ દિવસમાં ઉપડી ગયું તેથી બીજો તૈયાર નવો સાહિત્ય તાકીદેથી લાવવાની

જરૂર પડી. તેથી ગાડાં ને માણસો રાતોરાત અમદાવાદ સામાન લેવા ખાતર મોકલી દીધાં પરંતુ ગાડાં અમદાવાદ આવ્યા પછી બીજેજ દિવસે અહીં સખત પાકી હતી તેથી પુરતો સાહિત્ય મલી શકયો નહિ. ને પીરાણેતો હમણાં આવે, હમણાં આવે, તેવી વાડ જોવાયા કરતી હતી. આવા સંયોગનો વિચાર કરી શ્રી ગુરૂવર્ય પૂજ્ય આપણા ઈમામશાહ બાવા જાતોજાત ચોખા, ગોળ, તથા ખાંડ, ઘી, વગેરે સામાન લઈને સવારમાં આવી પહોંચ્યા. પાંચ પચાસ મજુરોના માંથા ઉપરથી સર સાહિત્ય તથા ગાડાંની એક બે ગુણો જ્યાં ઉતારી કે તરતજ, મજુરોએ જવાબ દીધો કે સાહેબ અમને બધાંને માલ લેતા પહેલાં પુરતી મજુરી આપી દીધી છે. ને તે માલધણી મુસલમાન જેવા મોટા દીલના શેઠ સાહેબ આ માલ ખરીદી લેનાર હતા, તે પોતે પાછળ માલના આપનાર શેઠની સાથે આવે છે ને તેઓ હમણાંજ તમારી પાસે આવશે. ત્યારબાદ સરસામાન બધો તોલાઈને વપરાઇ ગયો. પરંતુ આ ભાગ્યશાળી ને પ્રારબ્ધી કાકાને આવા ટાણા ઉપર સાહિત્યનો જરાએ તોટો ના પડયો; જેના પૈસા ચોપડે જમે છે. હજુ સુધી તે પૈસા કોઇ પણ માણસ લેવા ગુરૂ ગાદિ અગાડે કદાપિ પણ આવી શકયો નથી. આ કેટલું બધું આશ્ચર્યજનક છે ને તે હાલના કાકા સાહેબના અત્યન્ત શુભ ને શાન્તિ તેને કેટલું બધું શૂચવે છે એજ ખ્યાલ કરો. આવા ચમત્કાર દર્શક બાવા સાહેબના દાખલા અસંખ્ય છે તે જો લખવા બેસીએ તો અમુક મુદતે પણ ગ્રન્થ પુરો થઇ શકે તેમ નથી. તેમ તમો. બધા ગૃહસ્થો તેમના ચતુર શિરોમણી શિષ્યો છો. તેથી તે જાણોજ છો છતાં કોઈ કોઈ વખત કલિયુગના આચરણોથી તમારામાં તેમ સૈયદો વગેરેમાં ફેરફાર તમોને અમોને લાગવાથી આ લખવું પડયું છે જેને સર્જન પુરૂષો કામ, ક્રોધ, લોભ, તથા દ્વેષનો આવેશ ગણી જાણે છે. બંધુઓ ચાલુ હોટલોના વેગભેર ચાલતા રીવાજો કરતાં આપણા જ્ઞાતિ શિષ્ય મંડલમાં તેમ ધર્માધ્યક્ષ ગુરૂઓમાં કે ધર્મ-નેતાઓમાં આચરણો માન્યકર છે.

વળી તમો લખો છો કે કાકાશ્રીએ ભેટધન આપણી પાસેથી લઇને તેથી તે મીલના વહેપાર કરે છે. તેનો પણ ખુલાસો જરા સ્વસ્થ ચિત્તથી વાંચો.

સજ્જ્નો, ને દરેક રીતની મર્યાદાનું સારી રીતે રક્ષણ કરનાર આપ ગૃહસ્થો જરા દુનિયા ઉપર ચાલતો ક્રમ જુઓ તેમ વિચારો તો ખરા ? ને પછી જેમ બોલવું હોય તેમ બોલો યાતો તમારૂં દીલ ચાય તેમ છાપો તેમાં કાંઈ અમારી રોકવામાં સત્તા નથી છતાં જવાબ રૂપમાં તમારા લખાણુથી ક્ષમાનો ત્યાગ નહિ કરતાં શાસ્ત્રરાહે નીચે પ્રમાણે જણાવીએ છીએ.

અમુલ્ય મનુષ્ય શરીર પૂર્વપુણ્યના યોગથી મલ્યા પછી તે શરીરની સંભાળ કરવી, ને ધર્મનિષ્ટ સંસ્કારોથી સંસ્કારવાળું ને ધર્મ રૂપ બનાવવું. ને તેથી તે ઉત્તમ શરીરમાં રહેલા આપણા ઉપાસિત ઇષ્ટદેવે બક્ષિસ કરેલી ને આપણા હૃદયમાં સ્થિર કરેલી બુદ્ધિના યોગે નિતિશાસ્ત્રમાં કહે છે તે પ્રમાણે (નિ. શા.) વાંચો. "ક્ષણશઃ કણશઃ શ્ચૈવ વિદ્યામર્થં ચસાધયેત" અર્થ—ક્ષણે ક્ષણે નવીન વિદ્યા, તથા કણે કણે ધન મનુષ્યદેહ ધારિ દરેકે એકઠું કરવું. કારણ કે જ્યાં સુધી દેહને આત્માનો સંબંધ લાગેલો છે. ત્યાં સુધી તો દરેકને 'જ્ઞાન' તથા 'ધન' આ બે વસ્તુઓની ખાસ જરૂર પડે છે. તેમાં વિશેષે કરી રાજાઓને તથા ધર્મગુરૂસ્થાનોને તથા સદ્‌ગૃહસ્થોને તે બે વસ્તુઓની આવસ્યકતા જરૂર છે. કારણ કે રાજાને પોતાની પ્રજા ખાતર, તેમ ધર્મગુરૂને કુલધર્મના સંરક્ષણ ખાતર તથા પોતાના શિષ્ય, પ્રશિષ્યો, ને પોતાના સેવક જ્ઞાતિ શિષ્ય મંડલની સુખ શાન્તિ ખાતર તેમ ધર્મના મહાન ધનની સંભાળમાં ને ધર્મસ્થાન પ્રત્યે આવી ચડેલા તમામને આદ્યપુરૂષ બાવા સાહેબની આજ્ઞા પ્રમાણે આશ્રમ, અન્ન, વસ્ત્રાદિના સામાન્ય દાન ખાતર તથા વિદ્વાન મહા પુરૂષોના સત્કાર ખાતર અનેક વ્યવહાર માટે ખાસ ધર્મગુરૂને ધનની જરૂર પડે છે. તેમ શેઠીઆ ગૃહસ્થોને દુષ્કાળમાં પણ ગરીબોને ઉદ્યોગ મલે તેવા અનેક વહે-

પારો ખાતર દરેક પ્રાણિ માત્રને જીવન નભાવવા માટે ધનની જરૂર છે. પીરાણે વપરાતા ધનનો આંક બાંધશો તો તરતજ તમો બંધુઓનેખબર પડશે કે અહીં આપણી આપેલી ભેટનો કાંઈ હિસાબ નથી. આ મહા સ્થાનમાં તો આપણી વાર્ષિક ભેટ કરતાં આઠગણો તો ખર્ચ ચાલુ છે. આપણુ બધાએ ફરીથી પણ ધર્મ-ગુરૂ કાકાસાહેબ લક્ષ્મણ કરમસીનો આભાર ( ઉપકાર ) માનવો જોઇએ. કારણુ કે તે પોતે પોતાનુ બલ વાપરી તમારા માનવા પ્રમાણે પોતાની બુદ્ધિનો બાવા સાહેબની ઈચ્છા પ્રમાણે ધામની ઉજરામણ માટે સદ્ઉપયોગ અનેક પ્રયાસો સાથે કરે છે. એટલે ગાદિને પુષ્કળ ધનનુ ભંડોળ વધારી આપે છે. કારણકે—'વ્યાપારે વસતિ લક્ષ્મી' હમેશાં એવો નિયમ છે કે વ્યાપારમાંજ લક્ષ્મી વધે છે. ભાઈ દુ. નિયામાં નાણાંની આપ લે કરવી તે પણ એક ઉચ્ચ: ને કિર્તિપ્રદ વ્યાપાર લોકમાં મનાય છે. તથા તેમ ગણાય પણ છે. જોકે આપ-ણને આપણાં બાલ બચ્ચાં ને બૈરી વગેરેની તથા ઘરની ફીકર છે. પરંતુ ધર્મગુરૂ અધ્યક્ષ કાકાને તથા અન્ય કાકાઓને તો પોતાના ને પોતાના ગુરૂના જામાવેલા યશની તથા તે મહા ધામની સેવા સંભાળ, પુજા પાત્રિ વગેરેથી ઘણીજ ઉત્તમતા દેખાડવાની તથા આપણ બધા દેશ વિદેશના કયાં ક્યાંના શિષ્ય સેવકોના પ્રસંગો-પાત સુંદર ને ભારે ઉતારાઓની તથા તેમાં સુવા બેસવા. વગેરેના સાધનોની મોટી ફીકર હોય છે. તે વાત તો એક સ્વાભાવિક છે. તો પછી તે બધું ધનની વૃદ્ધિ વગર શી રીતે સંભાળી શકે. તેમ તમો પીરાણા સ્થાનમાં આવી ત્યાંની વ્યવસ્થા લક્ષ દઈ જોષો તો તરતજ તમોને માલૂમ પડશે કે ધર્મગુરૂ લક્ષ્મણ કાકાએ ભેટ વગેરેથી મેળવેલો લાભ તેમ અન્ય પ્રયાસોથી મેળવેલો લાભ ખાસ શિષ્ય સેવકોની સુખ શાન્તિમાંજ વાપર્યો છે. પરંતુ હરદમ હરપ-ળમાં દુનિયાના ફેરફારમાં એવો નિયમ છે કે પરોપકારી જીવન ગાળનાળા નરોને દોષ આપનારા પણ પ્રમાણમાં ઘણા હોય છે. મહાભારતમાં વાંચો. 'सुखाद्बहुतरम् दुःखं जीविते नास्ति संशयः'

અર્થ આ જીવિતમાં સુખ કરતાં દુઃખની ગણતરી વધારે છે. ( મ. શાં. ૨-૫-૬ ૩૩-૧૫ ) અથવા તુકારામ બાવા લખે છે કે તેમ ( તુ. ગા. ૨૯-૮૬ ) **सुखपाहतां जवापाडें । दुःखपर्वताएवढे ’** પ્રમાણ સુખનું જવ જેટલું દુઃખ તણું પર્વત જેવડું આવો સિદ્ધાન્ત સ્વિકારવો પડે છે. ઉપનિષતકારનો સિદ્ધાન્ત આવોજ હોઈને ( મૈગ્યુ ૧-૨-૪ ) ગીતામાં પણ મનુષ્યનો જન્મ અશાશ્વત ને ‘ દુઃખનું ઘર ’ છે. અને પૃથ્વી પરનો આ સંસાર અનિત્ય અને ‘ અસુખાવહ છે ’ ( ગી. ૮-૧૫-૯-૩૩ ) એમ લખેલું છે. માટેજ મનુષ્ય પૂર્ણ માન મેલવી સુખી થાય તેવી આશા રાખવી તેતો ઉપરના વચનોથી વ્યર્થ છે. તેમ શાસ્ત્ર સિધાન્ત છે તો પછી ધર્મગુરૂ શ્રી લક્ષ્મણ કાકા તથા બીજા ધર્મશીલ કાકાઓ માટે સુખ કે માન નવ યુવક ભાઈઓ ઉત્તમ કાર્યો પરત્વે પણ શાનું દર્શાવે.

હોય એક તરફ નજરવાળા બંધુઓ બીજી બાજુએ જોષે ત્યારે તેમને ખબર પડશે. શાસ્ત્ર નિતિથી એમ કહે છે કે માણસે કોઈ પણ કાર્ય આરંભ કર્યા પહેલાં ઘણોજ ઉંડો વિચાર કરવો ને તેમાં કદાચ નિતિની રાહે ન ફાવી શકાય તેવું હોય તો તે કાર્યનો આરંભજ ન કરવો ‘ દ્ર’વ. “ **अनारंभोहिमन्युष्याणाम् प्रथमम् बुद्धि लक्षणम्** કાર્યની નાસીપાસી અવસ્થા સ્વિકારતાં પહેલાંજ તે કાર્યનો આરંભ ન કરવો તે શ્રેષ્ટ ગણાય છે. તેમ બીજું વચન. “ **आरंभस्यान्तनयनम् द्वितीयम् बुद्धि लक्षणम** ” આરંભેલા' કાર્યનો છેડો લાવવો એટલે તેમાં ઉત્તમ ફત્તેહ મલે ત્યાં સુધી તેમાં અનેક શુભ પ્રયાસો સાથે મચ્યા રહેવું તે એક બીજી ઉત્તમોત્તમ બુદ્ધિનું લક્ષણ ગણાય છે. માટે કાર્યનો આરંભ બે બાજુઓ પુરેપુરી રીતે તપાસીને કરવો પરંતુ દરેક કાર્યોમાં સંસારી ને વિરક્ત સાધુ પુરૂષોનો માર્ગ ઘણો જુદો જુદો છે. તે વાત જગજાહેર છે. પરંતુ જ્યાં પર્યન્ત દેહનો સંબન્ધ આત્માની સાથે લાગુ છે. ત્યાં પર્યન્ત સકામ યાતો નિષ્કામ દરેક કાર્યો કરવાની પણ દરેકને આવશ્યકતા ( ફરજ ) છે. ને જ્યાં સુધી સકામયાતો નિષ્કામ પણ કર્મ કરવા-

પણું છે. ત્યાં સુધી ધનની પણ દરેકને અગત્ય હોય તેમ અમને તો માલૂમ પડે છે, વાંચો યુધિષ્ઠિર પ્રત્યે પરમાત્મા શ્રી કૃષ્ણનું વચનામૃત મહાભારત શાન્તિપર્વમાં. "यज्ञो विद्या समुत्थान मसंतोषोः श्रियंमति" (શા. ૨૩-૮) યજ્ઞ, વિદ્યા સમુત્થાન (નવીન વ્યાપાર) અને ઐશ્વર્ય એટલી બાબતોમાં ઉત્તમ મનુષ્યોનો અસંતોષ તે ગુણ ગણાય છે. તેજ પ્રમાણે વિદુલાએ પોતાના પુત્રને ઉપદેશ આપતાં "संतोषोय श्रियं हन्ति" (મ. ભા. ઉ. ૧૩૨-૩૩) હમેશાં સંતોષ ઐશ્વર્યનો જરૂરથી નાશ કરે છે. એમ કહ્યું છે. અને "असंतोषः श्रियो मूलम्" એવું પણ વચન (મ. ભા. સભા ૫૫-૧૧) લક્ષ્મી મેળવવાનું મુલાડીયું અસંતોષ છે. તેમજ બોધ ગ્રહણ કરનારને પણ અસંતોષ હોય છે. વાંચો. (ગી. ૧૦-૧૮) 'भुयः कथय तृप्तिर्हि श्रण्यतो नास्तिमेऽमृतम्' અર્જુન બાણાવળી કૃષ્ણ પરમાત્માને કહે છે કે મને કહેલું જ્ઞાન તમામ ફરીથી કહો? કારણ કે આ અમૃત વચનો સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. આવી માગણીથી પરમાત્માએ ફરીથી પોતાની વિભુતીઓ કહી બતાવી હતી. તેવી રીતે લક્ષ્મી મેળવવા તથા તેની પુષ્કળ વૃદ્ધિ થવાના પ્રયત્નો માટે તથા તમારા સંદેહોને તરતજ તદન નિર્મૂલ કરવા કાજે શાસ્ત્ર તથા બીજાં ઉપનિષદનાં પણ અનેક વચનો છે. પરંતુ વિષય ઘણોજ લંબાઈ જવાની ખાતર લખી શક્યો નથી. હવે ભાઈઓ વિચાર કરો કે લક્ષ્મી મેલવવાના પ્રયત્નો ખાસ કરીને દરેકે કરવા જેવા છે કે નહિ? કદાંચ તમો એમ પણ માનતા હો કે લક્ષ્મી મેલવવામાં અનેક શુભ ઉદ્યોગો ને પ્રયાસો હરકોઈ રીતેથી કોણ નથી આદરી રહ્યો; દરેક તે કામ કરે છે, ગાદિપતિ અધ્યક્ષ કાકાશ્રી તથા બીજા પણ મુરબ્બી કાકાઓની પણ ઇચ્છા લક્ષ્મીવૃદ્ધિના વહેપાર સંબંધી હોય તેતો એક કુદરતી રીતજ છે કારણ કે વ્યવહારમાં ધનની જરૂર છે તો પછી તકરાર યાતો ટીકા તેમની ખાસ જાહેરમાં કર્યા કરવી; તો તો એક દ્વેષ પુરતી ને નિરર્થકજ મનાય તેવું છે. તેમજ ઉપર ટાકેલાં સર્વ

મહાવાકયોનો સારાંસ સર્વાંશમાં એટલોજ છે કે અસંતોષ એ સર્વ ભાવી ઉત્કર્ષનું, પ્રયત્નોનું, ઐશ્વર્યનું, ને મોક્ષનું, પણ બીજ છે, અને જો અસંતોષ આપણે સર્વાંશમાં નષ્ટ કરીએ તો આ જગતમાં અથવા પરલોકમાં પણ આપણી સ્થિતિ અથવા ગતિ કદી પણ થતી નથી. તેમ આલોકમાં માનપ્રદ અવસ્થા આવતી નથી. આ વાત દરેક મનુષ્યોએ લક્ષમાં રાખવી જોઇએ.

પ્રિય બંધુઓ આપણામાંના કુલધર્મના વિરોધી કેટલાકોનું એવું કહેવું છે કે પ્રથમમાં પાંચ વીર બંધુઓએ ઉપવિત (જ-નોઇઓ) પહેરી શુદ્ધ વૈદિક ધર્મ અંગિકાર કર્યો, ને પછી આ બધી કુલધર્મને કલંક લગાડવાની વાતો પૂર્ણ જોષભેર દ્વેષથી શરૂ કરી. કે જેથી વિના કારણ આ રામાયણો ઉભી થઈ. ને જેથી વસ્તુત: વિચાર કરેથી તો આપણ બધા કુલધર્મના અનુયાયિઓને એ જનોઇઓ પહેરનારાઓની ખાતર આ મહાભારત આનંદનો લાભ મલી આવ્યો છે. તે યુવક મંડલના નવ સભ્ય ભાઈઓનો જ્ઞાતિના તથા કુલધર્મના નિસ્વાર્થ આગેવાનો ઉપરનો કટાક્ષ જોઈ તેમને સુચવવું પડે છે કે આપણા અનુભવો કરતાં તે વૃધ્ધોએ ઘણા અનુભવો કાર્યો પરત્વે મેલવ્યા હશે તેમ આપણા સરખા ને સીધા કરવા તે વાત તો તેમના મનમાં સહેજ હોય, પરંતુ ગમે તેટલા તોએ આપણ બધા તેમના છીએ તે વાત શ્રી પ્રભુ કૃપાથી તેમના મનમાંથી નીકળી ગઈ નથી. તેથી તે બધા ગલ્ઢેરાઓ તમારા ઉદ્ધ-તાઈ ભરેલા લેખોને ચુપમુખોથી સાંભળે છે. તેમજ તે બધા એમ પણ સારી રીતે સમજે છે કે કેવળ ભોળા દીલના અને ધર્મનિષ્ટ શ્રદ્ધાવાન ધર્મચુસ્ત ભાઇઓના મનને ડગાવી નાંખી કલે-શવાળાં બનાવવા ને સ્વધર્મ બન્ધને શિથિલ કરવા જે આ બધી તમોએ કાગળીયાના છાપારૂપ ઈન્દ્રજાળ પાથરીને તંત્રિત પ્રયાસ સરૂ કર્યો છે. તેનો અમે પણ બધા ઉપકાર માનીએ છીએ. ને તેની સાથે યુવક સભ્યોને કહીએ છીએ કે પહેલાના સમયના વૃધ્ધોની કહેવતો યાદ કરો "ખાડો ખોદે તે પડે' 'વાવે તેલું

લણે ' " ક્યાં ભોગવવાં પડશે ' વાંચો ( ગ. ૫-૬ ) " **अवश्यमेव भोक्तव्यम् कृतम्कर्म शुभाशुभम् । नाभुक्तमू क्षीयतेकर्म फलपकोटी शतैरपि** " આપણાં કરેલાં સારાં યાતો નરસાં કર્મ જરૂરથી જીવાત્માને ભોગવવાં પડે છે. ગમે તો સોવાર કોટ્યાવધિકાલ જતો રહેતો પણ ક્યાં કર્મ ભોગવ્યા વગર છુટકો થતોજ નથી. તેથી જે જે કર્મ માણુસોએ આદરવાં તે ધર્મદ્રોહ યાતો ગુરૂદ્રોહનાં તો કદાપિ નહિજ આદરવાં. આપણે અસંખ્ય ધર્મોમાં કયા ધર્મને ખોટો કહી શકવાને શક્તિમાન છીએ. પ્રિય ભાઈઓ હુમેશાં નિયમ છે કે પોતાનાંજ આપણી લાતોને વેઠે ઇતરને આપણે મારવા જઈએ તો આપણો બેડો ઘણો ભારે થઈ જાય. તેવીજ રીતે આપણે પોતેજ આપણા ધર્મને નિન્દિએ તેથી વધારે શું કાર્ય કરી દેખાડયું. છોકરો, માતપિતા ને તથા ગુરૂને લાતો મારતાં ને આંખો કાટલાં શીખ્યો તેમજ જોડે ગાળ્યો દેતાં પણ શીખ્યો તેથી શું તે પરાક્રમીઓની ગણુતરીમાં ગણુાય કે? અધમ વિચારવાન ક્રૂર શ્વપચપણાવાળો ગણાય, તેનો આપ આ પત્રિકા વાંચનાર સદ્ગૃહસ્થો પોતેજ ખ્યાલ કરી લેશો.

પ્રિય જ્ઞાતિબંધુઓ આપણા આ સતપંથ હિન્દુ ધર્મના ધર્મચુસ્ત ભાઈઓ અમો બધા એકમત થઈ તમો બધાને એકજ મુખ્ય ભલામણુ જીંદગીમાં કાયમ સદા માટે રહે તેટલા પ્રસંગો માટે કરીએ છીએ. હુમેશાં પિતા તથા માતા જન્મ આપનાર એકજ છે. તેમ શિયળવૃતાદિ સેવન કરનાર પતિવૃતા સ્રીને માંથે જેમ એકજ પતિ કાયમ છે. તેવી રીતે દરેક મનુષ્ય જ્ઞાનવાનોએ ધર્મ માટે પણ એકજ ધર્મ તથા ધર્મગુરૂ પણ એકજ કરવા, વિધર્મ કરતાં સ્વધર્મ બલકે ઘણોજ શ્રેષ્ઠ છે. જેમકે નાતરીયા ધણી કરતાં પરણેલ તે ધણી શ્રેષ્ઠ; તેમજ ઓરમાન માતા કરતાં તેના પહેલાંની જન્મદાત્રી માતાં શ્રેષ્ઠ છે. તેમજ નરકે સ્થિતિ કરાવનારને આલોકમાં અપકિર્તિને પાત્ર કરનાર **પરધર્મ** કરતાં પોતાની પેઢી ઉતાર ચાલતો આવતો; કે જ્યાં આપણા અમુક પેઢીના મુરબ્બી પુરૂષોની

સ્થિતિ અસલથી છે. તે કુલધર્મને પાળવાથીજ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ તેની મેતે એટલે સ્વાભાવિક રીતેજ સિદ્ધ થાય છે. પોષક માતા પિતા કરતાં પણ જન્મ જેમનામાં છે તેજ ગૌરવતાવાળાં માતાપિતા વ્યવહારમાં તેમજ પરલોકમાં પણ પુનિતને શ્રેષ્ઠ મનાય છે માટે કૃત્રિમનો ત્યાગ કરવો ને કુદરતી પ્રચલિત ધર્મનો સ્વિકાર કરવો તેજ પ્રભુતા ભરેલી વડાઇ ગણાય છે. સુખને શાન્તિના રાશિને તજી દુઃખના ને વ્યવહારોના વિઘ્નરાશિના તરફ એકદમ ન ઘસડાઈ જવું કારણ કે તે રીત. મણી છોડી કાચમાં, સોનુ તજી કથીરમાં, જ્ઞાન તજી અજ્ઞાનમાં ઈચ્છા ધર્યા બરોબરનું છે. તે વાત આપ અમારા ઈષ્ટ મિત્રોએ બરોબર યાદમાં રાખવી ને સુધારા વધારાની વાત. નાતમાં ને નાતના રીત રીવાજના નિયમમાં રહીને કરવી. ને તે વૃધ્ધોની અગાડે વિનયથી કરવામાં શું કામો નથી થઇ શકતાં, પરંતુ બંધુઓ દરેકને આપણે શાન્તિને સંતોષજનક કાર્યો કરી દેખાડવાં જોઇએ.

વળી તમો લખો છો કે પીરાણા સતપંથ માર્ગમાં અનુસરનારા આગેવાનો 'હાલ જ્ઞાતિ મુસલમાની ધર્મમાં આવી જાય' તેવા અનેક બનતા સંયોગાનુંયોગોનો પણ વિચાર આચારપૂર્વક કરતા નથી. તેમ હિન્દુ ધર્મમાં કલમો શું ? મરી જનારને દાટવું શું ? લગ્ન વખતે દુવા પડવી તે શું ? વગેરે પ્રશ્નો તમારા છાપામાં તમોએ લાંબુ લાંબુ દ્વેષથી ઘણુંજ છાપી માર્યું છે. ને વળી લખ્યું છે કે આ બધી બાબતો ખાસ મુસલમાની છે. હિન્દુની એક પણ બાબત આમાંથી નથી. તેવું પણ તમારા લેખોએ જાહેરમાં જણાવ્યું છે. વગેરે બીજું ઘણું છે છતાં 'अतिसर्वत्रवर्जयेत' નિતીશાસ્ત્રમાં લખે છે કે અત્યન્તપણું દરેક વસ્તુમાંથી ત્યાગ કરવું, એટલે નિન્દા પણ કોઈની અત્યન્ત ન કરવી. વગેરેથી તમારાં ધર્મનિષ્ટના અન્તઃકરણોને કલેશ આપે તેવાં અનેક વચનો તેમાં લખેલાં છે. અસ્તુ જેને જે સુઝયું તે ખરૂં તેમાં બીજાને કાંઈજ વાંધો, ગણવાની જરૂર નથી પરંતુ પાછું વિશેષ વિરૂદ્ધ લખતા અચકતા પણ નથી. તે શું સુચવતું હશે ? તે વાતની તો શ્રી હરિને ખબર.

અમે ઘણા વિદ્વાનોનો મત લઇ તેમ અમારી જાતે આપણા ધર્મમાન્ય ગ્રન્થો વાંચી વિચારી તેમજ બીજો વિશેષ અનુભવ પણ મેળવી દરેક રીતે આજદિન સુધી માટે ખાસ જાહેર કરીએ છીએ કે, જેમણે પીરાણા 'સતપંથ' હિન્દુધર્મ માટે ટીકા નાના મોટાં પુસ્તકો કાઢી કરેલી છે; તે બધાનું ખંડન જાહેર કરીએ છીએ. ને તે માટે સશાસ્ત્ર જવાબ આપીએ છીએ; તે વાંચો.

આદ્ય પુરૂષ ધર્મધ્વજ "ઇમામશાહ" બાવા સાહેબનું જીવનચરિત્ર આદિમાંથી અન્ત સુધીનું તમોએ વાંચ્યું હોય તેમ જણાતું નથી. ઉપરનું જ્ઞાનમય ગ્રન્થોક્ત દ્રષ્ટાન્ત વાંચશો એટલે ખબર પડશે કે આવા મહાન પુરૂષથી ને પરવરદીગારની આજ્ઞાથી પ્રચલિત ધર્મ માટે કાંઇ પણ ટીકા આપણાથી થઈ શકેજ નહિ. તમો આપણાં વેદાન્તના શાસ્ત્ર ગ્રન્થો વાંચશો તો તરતજ ખબર પડશે કે 'પરબ્રહ્મ' અવસ્થાને પ્રાપ્ત થયેલાઓમાં કોઇ પણ જાતનો ભેદ હોતો નથી. તેમ કેટલાકમાં સાધુ, બ્રાહ્મણ, સંન્યાસી વગેરેને ધર્મનેતા તરીકેનું માન આપવામાં આવે છે તો કેટલાકમાં કાકા, સૈયદ, ફકીર વગેરેને ધર્મનેતા તરીકે માન અપાય છે. તેમજ પૃથ્વી ઉપર અનેક ધર્મો છે. તેમાં દરેક ધર્મના ગાદિપતિ આચાર્યનો રીતરીવાજ જુદો, દેદાર પણ જુદો. તેમ સાધુ વિરક્ત પુરૂષોના દેદારમાં તથા રૂપમાં તથા આચાર વિચારમાં પણ ઘણોજ ફેરફાર હોય છે. તેથી શું એક ધર્મનો માણસ બીજા ધર્મની નિન્દા કરે તેથી શું કોઈ પણં ધર્મગુરૂનું કે ધર્મનું યથાસ્થિત રહસ્ય નાશ પામી જતું હશે કે શું ? ભાઇઓ ધર્મ એ શબ્દજ કલ્યાણકારક છે. તેમ છતાં આ સતપંથ ધર્મની તો મહાન્ આચારો તરફ તમોએ જરા વિચારવાળી નજર કરી હોય તેમ પણ જણાતું નથી. કારણ કે તેનો ખ્યાલ પણ તમારા મગજ ઉપર આવ્યો નથી. નહિ તો તેમાંની કાંઈ પણ વાત સારી તમો લખતજ, પરંતુ દુનિયાનો તો એવો નિયમ છે કે જે વાતને યાતો વસ્તુને અયોગ્ય કહેવી છે તેના દોષજ માણસ બહાર ભાજી વજાડીને લખે છે તથા બોલે છે. પરંતુ પ્રિય યુવક

બંધુઓ અમે તમારી આગળ આ ધર્મના ખરા; ને તેની સાથે આદ્ય પરમપુરૂષના સચ્ચા સિદ્ધાન્તોને આપ સર્વેની અગાડે ખુલ્લા મુકીએ છીએ.

જ્યાં બાવા સાહેબનો વિશ્રામઠામ પરમાત્માએ મુક્કબ કરેલો છે, તે જગા પરમપવિત્ર ને અનન્ય ચમત્કારિણિ વસુધા કુમારિકામાં કોણ જાણે કયાય સમયથી પૂર્ણ પરબ્રહ્મરૂપ નિરંતર હરનિશ ચાલતી અખંડદીપ જ્યોતી તેમની પુનિતદષ્ટિથી જોવામાં આવી કે જે જ્યોતમાં અગ્નિ, સૂર્ય, ચંદ્ર, તેજ આદિનો પરિપૂર્ણ સમાવેશ છે. તેવી મહાન ઘૃતદીપની તેજસ્વી ને પ્રતાપી જ્યોતી જ્યાં અદ્યાપિ પર્યન્ત મોટા ને બહોળા ખર્ચ સાથે ચાલી રહી છે. તે ધર્મને અર્ધદગ્ધ એમ કેમ બોલાય; ઘૃતદીપ જ્યોતિમાં કોણ કહે છે કે ? પરમાત્માની પૂર્ણ શક્તિ નથી ? વિશેષ ખુલાસા માટે લક્ષ્ય દઈ વાંચો. ( ઋ.-વે. ) **अग्निर्वर्चो ज्योतिर्वर्च्चः स्वाहा सूर्यो वर्चो ज्योति र्वर्च्चः स्वाहाः ॥** વગેરે અનેકાનેક વચનો છે. તેમ છતાં પરબ્રહ્મ પરમાત્માના પ્રતાપી રૂપને કયા નરપિશાચો પિશાચિણિવાણીથી નિન્દે છે. ને તે હિન્દુપણું ન ગણાય તેમ કહે છે ?

કલમાની વાણીમાં ને વેદની ગાયત્રીની વાણીમાં માત્ર ભાષાનો બોલવામાંજ ભેદ છે. અર્થ ગૌરવતા તો તે દરેકની મલતીજ છે. ને બધી વાત આપ સાહેબો અર્થ વિચાર કરો એટલેં વિદિત થશે; આપણે પછી કલમાને કે દુવા પડવાના વિધિને બિલકુલ નિન્દીશું નહિ તે વાત સાબિત છે. જ્યાં સુધી માણસ ઉંડો ઉતરી જરા તાત્પર્યનો વિચાર કરતો નથી ત્યાં સુધી મદાવસ્થામાં પડેલાઓની માફક ધર્મ માટે મનમોજ પ્રમાણે બકયા કરે છે. વાસ્તે ભાઈઓ મારૂ તો એવું માનવું છે કે કલમો ભણો યાતો વેદ ઉપનિષદની વાણી ભણો તેમાં ફેર, માત્ર ભાષામાંજ છે. તેમ બહુજ ધર્મો પૃથ્વી ઉપર ચાલી રહ્યા છે. તેમાંના ધર્મસંબંધના ધર્મગ્રન્થો કેટલાક તો ખાસ ઇંગ્રેજી; ગુજરાતી, સંસ્કૃત, પરસન, ફ્રૈંચ,

વગેરે ઘણી જુદી જુદી ભાષાઓમાં લખેલા છે. તો પછી હરકોઈ ભાષામાં મહાન પુરૂષોથી બોલાયેલા ને પછી તે પ્રમાણે લખાયેલા યાતો છપાયેલા ધાર્મિકગ્રન્થો દરેકને શું ખોટા કહેવાને આપણે શક્તિમાન છીએ શું ? અમારા માનવાને ધારવા પમાણે તો એવું માલૂમ પડે છે કે; ધર્મના ખાસ ગૌરવતા ભરેલાને અનુપમ શક્તિવાળા મહતત્વને તો દરેક ધર્મનેતાઓમાં જેઓ ઉંડા ઉતરેલા છે તેઓજ પૂર્ણ રીતે જાણે છે. એટલે દેવાંશી પુરૂષોજ ઇષ્ટની પૂર્ણ કૃપાથી ને પવિત્ર વાતાવરણનો સારો ફેરફાર થવાને લીધે અનેક ધર્મોની અંદર પરમાત્મા પોતાની કલાથી નિવાસ કરે છે. તે વાત સર્વાંશથી માન્ય છે. હરકોઈ ધર્મની માન્યતા પરમાત્મા યાતો પરવરદીગાર નામોથી જેની પિછાન થાય છે. એટલે પ્રભુની જ ઉપાસના હરકોઈ માર્ગથી હરકોઈ પ્રાણિઓ કર્યા કરે છે. તેમ તમોને જેવી આ ધર્મ તરફ અત્યુત્તમ લાગણીઓ છે તેવી દરેકને પોતપોતિકા સ્વર્મ ( કુલધર્મ ) તરફ તેવીજ લાગણી હોય તેમાં કાંઇ નવાઈ જેવું નથી. વળી પોતિકા વડિલોએ અંગિકાર કરેલા પોતાના પેઢી ઉતાર ચાલતા આવતા સ્વધર્મ ખાતર પોતાના પ્રાણદાન આપનારા પણ અસંખ્ય પુણ્યવન્ત જીવો છે. વિશેષમાં જુઓ તો જાણશે કે આ ધર્મમાં " ઈમામશાહ " બાવા સાહેબની ખાસ આજ્ઞા છે કે લસણ, ડુંગરી, ગાજર તેમ વ્યસનની કોઇ ગણ ચીજ મદ કરાવનારી કોઈ પણ ચીજ ખાવી નહિ. ભાઈઓ ઉપર બાવા સાહેબે બતાવેલી આજ્ઞાઓ આપણા વેદોપનિષદમાં પણ છે તેમ આપણું શિષ્ટાચાર પણ જેવો ઉત્તમ છે તેવો તેમનામાં પ્રભુએ તેમને બતાવ્યો છે. તેમ ગુરૂની આજ્ઞાથી પહેલાં કચ્છમાં કોઇ બીડી ચલમ ને હોકો, કે ગાંજો પણ પહેલાં પીતા નહોતા પરંતુ હાલમાં પરદેશમાં રખડવાથી ને સોબતોની અસરોથી કેટલાક તો બધાંએ કામો કરતાં ને કેટલાક તો પોતાના પેટને તથા ધર્મને પણ વગોવવાનાં કાર્યો કરી રહ્યા છે. વાહ ! વાહ ! સમય તારી તાજુબી જોઈ ઉત્તમ જ્ઞાનવાન મનુષ્યો પણ તાજુબ બની જાય છે.

સર્વત્ર દરેક ધર્મના મહા મંત્રોમાં જેમ પરમાત્માની ઓર-ખાણવાળો અર્થ છે. તેવાજ દરેકમાં અર્થો છે. તેવાજ અર્થો કલમોમાં પણ છે. ભાષા ભેદથી શું ! ધર્મ નષ્ટ કહી શકાતો હશે કે ? ભાઈઓ કલમાનો ગાંમ્ભીર્યતા ભરેલો અર્થ તમારા જાણવામાં બીલકુલ નથી તેમ જણાય છે. ને તેથીજ તમો બધા કલમાને અનર્હ ગણો છે. પરંતુ તેના અર્થનો તમે ખ્યાલ કરો જેથી આ ધર્મ તરફ ઉપજેલો દ્વેષ તત્કાલ તમારા મનમાંથી બદલાઇ જશે.

પ્રાણિઓના ને મનુષ્યદેહોના અંતરગત પ્રાણોના અવસાન પછી તેમને શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચાર પ્રકારના દાઘો કરવાની શાસ્ત્રમાં આજ્ઞાઓ છે. નહિ કે કેવલ એકજ દાઘ કરવો તેમ બતાવ્યું હોય ? શાસ્ત્રમાં દાઘ અમુક પ્રકારના છે, તેમાંથી કેટલાક, જલદાઘ ને કેટલાક પૃથ્વી ( જમિન ) દાઘને ને કેટલાક અગ્નિદા-ઘને ને કેડલાક અન્ય પ્રાણિઓના પોષણ રૂપવાન દાઘને શ્રેષ્ટ માને છે. વાસ્તે પ્રિય યુવક બંધુઓ સમાન દ્રષ્ટિએથી જોષો તો ખબર પડશે કે મરનારને બાળવું, યાતો ભોંયમાં ભંડાળવું, યાતો ગંગાના કે દરિયાના મહાજલમાં શબને મુકવું. યાતો “ વનદાઘ ” એટલે જંગલમાં પ્રાણિઓની તૃપ્તિ માટે શબને નાંખી આવવું તે બધું દેશકાલ તથા ધર્મરૂઢિની રાહે પ્રથમથી લોકોએ અંગિકાર કરેલું છે. ‘ મરનારને હિન્દુધર્મ પ્રમાણે દાટવું શું ? તેમ તમો કહેતા હોતો તેના જવાબમાં તમોને એટલુંજ કહેવાનું કે હિન્દુઓનાં નાનાં બાલકોને, તથા ભક્તોને સંન્યાસીઓને તેમ પરમહંસોને તથા કેટલાક મહત્તર કિર્તિવાન સાધુ પુરૂષોને પણ પૃથ્વીદાઘ એટલે જમિનમાંજ ભંડાળવામાં આવે છે. તેથી તે બધી રીત શું મુસ-માની ગણાય છે ? વાહ ! બોલવું તધારૂં ! પૃથ્વીમાં શબને શું એ-કલા મુસલમાનોજ દાટે છે ને હિન્દુઓ શું નથી દાટતા શું ધર્મ-યુદ્ધમાં મરણ પામનાર અસંખ્ય હિન્દુ યોધાઓને જમિનમાં ભં-ડાળ્યા તેથી શું તે બધા અસદ્‌ગતિમાં છે તેવું કોઈ કહેવાને શક્તિમાન થઇ અમારી અગાડે આવે છે ? જેનનામાં દેશકાલને

જાત ભાતનાયોગે આચારો પણ જુદા જુદા ચાલાવેલ છે. આ ધર્મના આદિ પુરૂષ "ઇમામશાહ" બાવા સાહેબની કબ્બર કોઈ જુદા પ્રકાંરની છે ને તેમાં ઘણુંજ ઉંડું જ્ઞાન ખાસ કરીને કોઈ ધર્મનેતા ગુરૂ પાસેથી જાણવાની મને તો આવસ્યકતા માલૂમ પડે છે; તેવી રીતે આપ બધા વિનય સંપન્ન થઇ જો તે બધી ધર્મગત વાતો જાણો તો આ દ્રોહ સંબંધી વાત લખવી પણ ના પડત, તેમ કબ્બરમાં કે સમાધિમાં ટીકા કરવી નહિ તે વાત વધારે બેત્તર ગણાય; ધર્મના પૂર્ણ તત્વને જાણવા કોઇ વિરલા પુરૂષોજ અધિકારી હોવા સંભવ છે.

હિન્દુઓના લગ્ન વખતે દુવા શું પડવી ? તેનો ખુલાસો બંધુઓ ઘણો લાંબો છે પરંતુ ટુંકાણમાં તેનો ઉત્તર અમો આપીએ છીએ તે નીચે પ્રમાણે.

નવસભ્ય યુવકબંધુઓ દુવા ભણવી લગ્ન વખતે તેના સદ્રષ કામ હિન્દુઓમાં મન્ત્ર તથા આશિર્વાદોની કવિતાઓ ભણે છે. તેથી તે કવિતાઓ તથા અન્ય ભાષા શું તે વખત માટે નિન્દ્ય ગણાય કે શું ? નહિ નહિજ ગમે તે ભાષામાં મંગલાચરણોને આશિર્વાદોના મન્ત્રો, શ્લોકો, તથા કવિતાઓ કયા લગ્નમાં નથી ભણાતી ? માટે સાહસીપણું ને કામ, ક્રોધ, ને લોભાદિ દુષ્ટ ઠગલબાજ પુરૂષોનો તો હૃદયમાંથી પોતાના આત્મ કલ્યાણ ખાતર સત્વર ત્યાગ કરવો તે યથોચિત છે. કોઈ મોટા શેઠીયાઓને ત્યાં યાતો નામદાર રાજા મહારાજાઓને ત્યાં રાજ દરબારમાં કે ઉમરાવ કોટીના મનુષ્યોના બેટા બેટીના લગ્નો હોય છે. તે વખતે હરકોઈ જાતના મોટા મોટા ધર્મનેતા ગુરૂઓ તથા શ્રીમાનો તેમજ કવિશ્વર વિદ્વાનો જરૂરથી ઘણે ઠેકાણે હાજર આપણા દરેકના જોવામાં આવે છે. તે બધા મહાપુરૂષો તે થતી સાદીમાં સુંદર સુંદર ભેટો અર્પણ કરી પોતપોતાની આત્મભાષામાં દુવાઓ ભણે છે તે શું ખોટો ! ને તે શું ! મુસલમાનીમાં ગણાઈ જવાય તેવો આચાર ગણાઈ જતો હશે ? કેટલાકોમાં લગ્ન વખતમાં ઠરાવો કરવાના હોય છે. ને મુખી સ-

જજન પુરૂષ યાતો ધર્મના ગુરૂ અગાડે કબુલાતો હોય છે. તેવી રીતે હિન્દુ ભાઈઓ કેટલાકમાં વિવાહ કાલને માટે અગ્નિ, બ્રાહ્મણો તથા સભ્ય પુરૂષોના મધ્યમાં ખાસ વિવાહ પતિજ્ઞાઓ હોય છે તે બધાનું અર્થમાં એકજપણું છે. તેથી ચાલુ ધર્મની ટીકા કરવી તે કેવળ ઘેલછાઈ ભરેલું ગણાય તેમ છે. આ ઉપર લખેલી દરેક વાતનો વિશેષ ખુલાસો આ ધર્મનાનેતા ગુરૂઓ પાસેથી આપણને મલશે. તેથી પીરાણે આવી અતિ નમ્રતાથી તેઓની અગાડે જીજ્ઞાસા જાહેર કરવી; તે નિતી, લોકમાં મનાય છે.

આખા બ્રહ્માન્ડનો નેતા એકજ પિતા જગતનો કીરતાર સરજનહાર તરીકે સર્વાંશે ધર્મોમાં મનાય છે. જેનાં આપણુ બધા સંતાનો છીએ. તેમ સદાચાર ને સદ્‌વિચારોથી ને કુલધર્મના ગ્રન્થોના વચનો પ્રમાણેથી વર્તનાર મહાપુરૂષોનાં ધારેલાં કાર્યો તત્કાલ સિદ્ધ થઈ જાય છે ને ધર્મદ્રોહી કે ગુરૂદ્રોહીના આરંભેલા હરકોઈ કાર્યોમાં વિઘ્નોનો ભંડાર જરૂરથી ઇષ્ટદેવ નાંખે છે. વાસ્તે આ ગ્રન્થના મથાળે ટાંકેલા એ શ્લોકો પ્રમાણે એટલે કે 'સધન, પુત્ર પુત્રના પુત્રો, ઘર, કુટુંબ, ભાઈઓ, મિત્રો વગેરે સંપૂર્ણ મળેલું હોય પરંતુ પોતાના ધર્મગુરૂના ચરણકમલમાં જેમનું મન લાગેલું નથી તેનું તે બધું વ્યર્થજ સમજવું. કારણુ કે આ ભયંકર ઘોર સંસારથી તાળનાર ગુરૂજ છે. ને તેમનાં છિદ્ર નહિ ખોળતાં તેમના બોલેલા ને બોલાતા વચનો પ્રમાણે વર્તન રાખવું તેજ કલ્યાણનું સ્થાન મનાય છે. ધૈર્ય, ક્ષમા, સહનશક્તિ કાંઈ પણુ ચોરી નહિ કરવી, પવિત્રતા પાળી વ્યસનાદિમાં આસક્ત નહિ બનવું. ઇન્દ્રિયોરૂપી થોડાઓને કબજે રાખવા, બુદ્ધિ તથા વિદ્યા વધે તેવા સંગમાં ને સત્પુરૂષોના સહવાસોમાં સદા વસવું. હમેશા સત્યજ બોલવું. કોઈના તરફ ક્રોધ ભર્યું લખાણુ કે ચેષ્ટા યાતો વિચાર કે વર્તન રાખવું નહિ. તેમ લોભાદિ કારણોથી સામાની ભોગવાતી સત્તાઓને પોતાની કરવા અયોગ્ય આચરણો કદિ પણ આચરવાં નહિ કારણુ કે પ્રભુ સિવાય કોઈ કોઈનું બગાડવા યાતો સુધારવા

કોઇ સમર્થ નથી. મુંબાઈના કચ્છી કણબી ભાઈઓની યુવકમંડલની સભાના ઠરાવ પત્રની નકલમાં-પ્રિય નવ યુવક કચ્છી બંધુઓ તમારી ઓગણત્રીસ સહીઓ છે. તમારા છ ૬ ઠરાવો છે. તે ઠરાવો છ ૬ ને તથા ઓગણત્રીસ સહીઓ છાપી છપાવી પ્રસિદ્ધિમાં મુકવા આપનારાઓને, તથા તે સભાના પ્રમુખ ( પ્રેસીડેન્ટ ) સાહેબ કણબી રા. રા. રતનશ્રી ખીમજી ખેતાણી વીરાણીવાળા ભાઈને અમે જરા કહી કારવીને બતાવીએ છીએ કે આટલી બધી ચાલાકીને કપટ ચાતુરી તથા આધર્મને હલકો પાડવાની આવી જબરી મોહક વિદ્યા ક્યાંને કેટલા ટાઇમે બંધુ ! તમે શીખ્યા તેતો જરા જણાવો ? નમ્ર મુખે વાંચો ! તમારી ઓગણત્રીસ શહીઓ-માંનાં પોગળો. ' રા. રા. કણબી નારાયણ જીવરામ, રા. રા. કણબી ધનજી લધા, રા. રા. કણબી દેવસી પ્રેમજી, રા. રા. કણબી માવજી સ્યામજી રા. રા. કણબી વિસરાજ ધનજી વગેરે અનેક છે પણ જગાના અનવકાશથી લખ્યા નથી.

∴ ૭૪॥ લ. કણબી નારાયણ જીવરાજ ગામ શ્રી ખોંભડી-વાળા જોગ જત બીજું તા. ૧-૮-૧૮ ના રોજે જે મુંબઇ મધ્યે વછાતના માળામાં છાપાં નીકળેલાં તે છાપા બાબતમાં અમો કાંઈ જાણુતા નથી પરંતુ તે છાપામાં મારા હાથની સઈ છે. તે સઈ મને ભુલ ખવરાવી ભોરાવી લઇને સઈ મારી લઈ લીધી છે. તે સઈમાં લખેલી હકીગત અમોને વાંચી સંભલાવી નહોતી જેથી મારા હાથની સઇ ભુલાવેથી નંખાવી છે. માટે તે સઇઓથી બં-ધાએળા નથી. ઉપરની હકીગત મારા જાણુવા પ્રમાણે લખી આપેલી છે. તે વાત ખરી છે. મિતી સંવત ૧૯૭૫ ના આશો સુદ ૨ ને વાર રવી. દા. નારાયણ જીવરાજના હાથનાજ પોતાની સઈ છે. શા. વેલજી નથુ ધણી બેના કહેવાથી દ. પોતે.

કણબી હરજી ભીમજી ધીળેહજુરમાં દ. ઉપરની શાખના વગેરે.

લ. કણબી દેવશી પ્રેમજી તથા ધનજી લધા..........પારસાત ગામશ્રી ભેરીઈઆવાલા જોગ જત બીજું એતાં....તા. ૧-૮-૧૮

રોજે જે મુંબઈ મધ્યે વછાતવાલા માલામાં જે છાપાં નીકલ્યાં છે. તે છાપાની અંદર અમારા હાથની સઇઉ કરેલીઓ છે. તે બાબત જે રામજી જેઠા ગઢળાવાલાએ અમારી પાસેથી સહીઓ લીધી છે. તે વખન રામજી જેઠા બોલ્યા સઇઉ મારી નથી ગાટગોપર જતાં "રતનશી ખીમજી" તથા 'નારાયણુ રામજી' મિસ્ત્રી જ્યાં રહે છે. તે બાબત પુછતી તારે રતનશી ખીમજી લોલઓ બારે માસે રૂ. ૧) એક બારે માસે ભરવો તેની રસીદ અમો તમોને આપીએ. તે સહીઓ દેશમાં જે છાપાં આવેલ છે, તે સહીઓ તો અમારી કોળે કાગળે ધીધેલી હતી તે ઉપરની હકીગત જોતાં અમોને ભુલવણીથી તે સહીઓ કરાવી લીધી છે. તે સર્વ હકીગત ખરી છે. તેમ બીજા કેટલાકોની સઇઓ પણુ કોળે કાગળ નતા નેવી કરાવેલી છે. ને ભુલવણીથીજ તે આ ધર્મના પરમભક્ત જનોએ કરેલી છે. તે હકીગત મારા જાણુવા પરમાણે તમામ ખરી છે, સં. ૧૯૭૫ના આશો સુદી ૬ ને શુક્રવારે દા. કણુબી ધનજી લધા પોતાના હાથના છે.

કણુબી દેવસી પ્રેમજી ઉપર લખેલું તમામ ખરૂં છે તે બધું મારે કબુલ છે. સઈ છે દસકત પોતાના હાથના.

સાખો ઘણી હોવાથી ને જગા થોડી હોવાથી છપાવી નથી. વગેરે બીજી અનેક વિગતવાર સહીઓવાળા લેખોનો પત્તો અમને મળ્યો છે. પરંતુ પુસ્તક ઘણું મોટું કે જેથી ખર્ચ વધી પડવાની દેશતથી તથા તમારો અમારો ઘણો ઘાડો સંબંધ હોવાથી તેમ જેમ બને તેમ થોડું છાપવામાં સુખ છે તેમ માની બીજા તમારા વિરૂદ્ધના લેખો અમે જાહેરમાં મુકતા નથી તેમ હવેથી જો આપ બધા સમજી જઈ ધર્મદ્રોહ તજી દેશોતો ખાસ ભવિષ્યમાં અમે યાતો બીજા ધર્મનિષ્ટ બંધુઓ આપ સર્વેના વિરૂદ્ધ લેખો જાહેર કરવા યણુ ઈચ્છતા નથી. આપણામાં કહેવત છે કે, થોડું લખ્યું ઘણું કરી વાંચજો થોડું કર્યું ઘણું કર્યું માનજો તે પ્રમાણે આપણે સતપંથ ધર્મી ભાઈઓએ પરસ્પર સમજી લઈ ક્ષમા રાખવી તે

વાત શ્રેષ્ટ દુનિયા ઉપર મનાશે, આપની ઓગણત્રીસ યુવકમંડલની સહીઓની ચર્ચા ટુંકાણથી દર્શાવ્યા પછી આપના ૭૬ ઠરાવોની ચર્ચા પણ ટુંકાણમાં લખેલી વાંચવા કૃપા કરો ?

ઠરાવ ૧ પહેલાનો જવાબ—કચ્છી કણબી શિષ્ય જ્ઞાતિની પ્રજા; નામદાર મહારાવશ્રી ખેંગારજી સવાઇ બહાદુર જી. સી. આઈ, ઇ. ના ધર્મનિષ્ઠ રાજ્યમાં રહી સદ્દપરિશ્રમ કરી નિરભયપણાથી ધર્મ તથા ઉદ્યોગમાં જે સુખ, શાન્તિ તથા આબાદિથી ભરપૂર સુખ ભોગવે છે. ને તેની સાથે પોતાના કુલધર્મ તરફ સંપૂર્ણ આસ્થા રાખી ધર્મગુરૂ શ્રી લક્ષ્મણકાકા ઉપર જે જે ઉત્તમ ભેટો મોકલે છે. તેથી તે ધર્મગુરૂ, પરવરદીગાર પરબ્રહ્મ પરમાત્મા પાસે જરૂરથી તે નામદાર મહારવશ્રી તથા તેમનાં કુટુંબસહ પરિવાર પ્રજાનું દીર્ઘાયુષ્ય ઇચ્છે તે વાત સાબિતજ છે. તેવી રીતે તેમની સમસ્ત પ્રજાને તેઓશ્રીના અચળ રાજ્ય સાથે તેમનું દીર્ઘાયુષ્ય વાંચે તેમાં કાંઈ નવાઈ જેવું ગણાયજ નહિ. માત્ર તેતો આપણ તાબેદારોની ફરજ છે. કારણ કે અષ્ટલોકપાળનો અંશ રાજદેહમાં છે.

ઠરાવ ૨ બીજાનો જવાબં—પીરાણા સતપંથ હિન્દુધર્મ વિરૂદ્ધ લખનારાઓનું આજ રોજ સુધીના તમામનું ખંડન આ વિજયપતાકા જાહેર કરે છે. તેમ આવિશાલપણાથી જામેલો ધર્મ અર્ધદગ્ધ નથી પરંતુ ડાઘ વગરનો છે. તેમ લોકનો નરકમાંથી બચાવં કરનારો છેં, ધર્મનો બચાવ કરનાર શિષ્યો જ્યાં સુધી શક્તિવાન છે. ત્યાં સુધી ધર્મગુરૂઓ ઇષ્ટ ઉપાસના છોડી તેવા જઘડામાં કદાપિ ઉતરતાજ નથી. ભાઈઓ શું ! આ ધર્મથી આપણા વડીલો ન શરમાયા ને આપણે શરમાઇએ છીએ તેવું તમારૂં લખવું તમોને બહુજ શરમ ભરેલું ગણાય તેમ મનાય છે. પોતાનો કુલધર્મનો ત્યાગ શાસ્ત્રમાં કહ્યો નથી પરંતુ ધર્મદ્રોહીઓનો તથા ગુરૂદ્રોહીઓનો તથા જ્ઞાતિદ્રોહીઓનો ત્યાગ શાસ્ત્રોમાં કહેલો છે.

ઠરાવ ત્રીજા ૩ નો જવાબ:—પીરાણા ગાદિના અધ્યક્ષ ધર્મગુરૂ કાકાશ્રી લક્ષ્મણ કરમસીએ ઘણા ઘણા શિષ્ય જ્ઞાતિના

સુખ માટે સુધારા વધારા કર્યા છે. તેની તમોને પૂર્તિ માલૂમ નથી. પરંતુ આ વિજયપતાકા વાંચવાથી તે બધા સુધારા વધારા આપ સર્વેને વિદિત થશે. તેમ તેમણે ઘણો પરિશ્રમ લઇ જાગીરનો પુષ્કળ વધારો કર્યો છે ને હજુ પણ તે સ્થાનની જાગીર વધારવા અનેકાનેક પ્રયાસો ખંતથી આદર સાથે આદરી રહ્યા છે. તેમાં શ્રી ઈમામશાહ બાવા સાહેબ કદાપિ નુકશાનીમાં ઉતારશે નહિ. પરંતુ ઘણો સારો લાભ આપશે તથા અપાવશે તેમ તમો બધા ખાત્રીથી જાણજો. ભાઈ તમારા તથા અમારાથી પૂજવા યોગ્ય ધર્મગુરૂશ્રી લક્ષ્મણકાકા ઘણા લાંબા વખતના સારા અનુભવી છે. તથા વિચક્ષણ ને વિદ્વાન છે. તે વાત નિઃસંદેહ તમારે સમજવી. તેઓશ્રીમાં પૈસા સંભાળવાની મહાન તાકાદ છે કે નહિ તે જરા પીરાણે ગાદિ અગાડે આવી જુઓ એટલે બધી તમોને ખબર પડશે, એજ.

ઠરાવ ચોથો ૪ નો જવાબઃ—સૈયદોને તથા કાકાઓને તમો નિન્દો છે તેનો સંપૂર્ણ ખુલાસો આ પતાકા વાંચવાથી આપને થશે. આ ધર્મના સૈયદો ખાસ બ્રાહ્મણો જેવાજ ગણાય છે. ને આપણે તેમને આપીએ તેથી અકલ્યાણ તો થતુંજ નથી.

ઠરાવ પાંચમા ૫ નો જવાબઃ—તમો કચ્છના નામદાર મહારવશ્રીની હજુરમાં અમુક પ્રકારની અરજી કરવી તેવું જે લખો છો તે તમારૂં લખવું તમારેજ હસવા જેવું છે. કારણ કે ગીતામાં તથા બીજા અનેક ગ્રન્થોમાં રાજા એ ઈશ્વરનુ ને અદલ ન્યાયનું સ્વરૂપ છે. તે શું તમારી બેચાર જણાની અરજી ધર્મ વિરૂદ્ધતા ભરેલી ને ધર્મ ગુરૂશ્રીની અવગણના ભરેલી લક્ષમાં લેશે? ને અસંખ્ય સેવકોની પૂર્ણ માન્યતાથી થતી સેવાને શું તે નામદાર નહિ સમજતા હોય, પ્રિય બંધુઓ—દરેક રાજ્યદેહોવાળા નામદાર રાજાઓની એવી માન્યતા જરૂરથી હોય છે કે; કોઇના કોઇ પણ ધર્મના વચમાં કે ધર્મ બાબતની વાતમાં કે ધર્મ માટે વપરાતા વ્યયમાં હાથ ન ઘાલવો તેવો અસાધારણ તેઓનો નિશ્ચય હોય છેજ. ત્યાંના આગેવાન પટેલી-

આઓજ તે નામદારની ખાસ માનિતી પ્રજા તરીકે તેમના દેશમાં જ વાસ કરી રહ્યા છે. નહિ કે તમારી અમારી માફક બહાર પ્રદેશમાં યથેચ્છ આચરણુ સ્વિકારી જરૂર પડે ત્યારે રાજ્યનું ભલું પૂર્ણ રીતે ચાહીએ છીએ તેમ છાપે; તે વાત ખાત્રીથી માનજો. વધારે પડતા લેખો જાહેરમાં મુકવા તે ઠીક ન ગણાય તેથી તમોએ વિચાર રાખવો યોગ્ય છે.

ઠરાવ છઠ્ઠો ૬ નો જવાબઃ—હમેશાં હરેક સભામાં થયેલાં સારા નરસાં કામોનો બોજો પ્રમુખના માંથેજ હોય છે. સજ્જન પુરૂષો સારા કામમાં ભાગ લે છે. પ્રિય પ્રમુખ સાહેબને તથા તેમના ગણ્યા ગાંઠા મેમ્બરોને વિદિત કરવાનું કે તમોએ જે કાર્ય કર્યું કરાવ્યું છે. તે સાહસિક છે. કારણુ કે કોઈનાં વખાણુ કરવાં તેમાં વાધો નથી, પરંતુ કોઇને વંખોડવા પ્રયાસ આદરવો યાતો આદરેલાવાળાઓમાં ભાગ લેવો તે જરા અધમતાદર્શક છે. ને બીજાઓ તેઓના તરફ તિરસ્કાર તથા લઘુતા દ્રષ્ટિથી જુએ તેવું છે.

विश्वानिदेव सवितर 'दुरितानिपरासुव' यद् भद्रं तन्नऽआसुव ॥

પરમાત્મા સર્વત્ર સુખ તથા શાન્તિ અર્પો ને લોકનાં સમસ્ત વિઘ્નોને દૂર કરી તેઓનું કલ્યાણુ કરો.

शान्तिः ॐ शान्तिः



# પીરાણા "સતપંથ" હિન્દુધર્મ માટે શ્રી કચ્છી પાટીદાર યુવક મંડલે માગેલા દશ ૧૦ પ્રશ્નોના જવાબો.

### તેમ સંસ્કારોથી વધેલા મેધાવીયોને દશ ૧૦ નવા પ્રશ્નો

---

**धर्म एव हतो हन्ति.**

જો આપણે કુલ ધર્મને હણીએ તો ધર્મ આપણને જરૂરથી હણે છે.

**धर्मो रक्षति रक्षितः**

જો આપણે ધર્મનું રક્ષણ કરીએ તો કુલધર્મ આપણું રક્ષણ કરે છે.

## ૧ સત્યની વિજયપત્રી.

**संसार सागरं घोरं तर्तु मिच्छति योनरः ।**
**धर्म (कुलधर्म) नावं समासाद्य पारंयाति सुखेन सः ॥**

સમુદ્રરૂપ ભયંકર આ સંસારને તરવાને જે પુરૂષ ઇચ્છે છે તે જો પોતાના કુલધર્મ રૂપ નાવને સારી રીતે મેળવે તો તે સુખેથી ઇચ્છિત પાળે (કિનારે) પહોંચી જાય છે.

( ઉદ્દેશ. )

શ્રી કચ્છી પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડલને, તથા તેમાં એક ખાસ આગેવાની ભાગ લેતા મેમ્બર, પટેલ હરજી લધારામાણી ગામ લોડવા વાળાને વિદિત કરવાનું કે મારા પત્રનો ઉલટ અર્થ કરી તમોએ જે દશ પ્રશ્નો પુછયા છે; તેનો ખુલાસો હું આપું છું. તેમજ કુલધર્મની અવગણનાજ કરવા તૈયાર થયેલા. ને તેની સાથે મહાન પુરૂષોના તેજને ( રજનું રૂપ લઈ ) ઝાંખું પાડવા, તેમની પંક્તિના સરલ હૃદયના, ઈષ્ટના ઉપાસક એવા મને, મસકા પાટી લગાડી પોતાના ધર્મદ્રોહ તથા ગુરૂદ્રોહ સંબંધી પોઈંટોને

મારી દ્વારાએ બોલાવા ઇચ્છા ધરાવતા, પોતે જુજ માણસો છતાં, "કચ્છી કણબી જ્ઞાતિ સુધારક મંડલ" એવા નામથી પ્રસિદ્ધ થવા તૈયાર બનેલા; ને તેની સાથે પોતાની કલિયુગની હવામાં સંસ્કાર પામેલી બુદ્ધિની ઉસ્તાદિનો મારા ઉપર ઉપયોગ કરતા, તેમજ અર્થ ગૌરવતાથી ભરેલી વાક્યોમય વાણીનો સ્વાર્થ પરત્વે અવળો અર્થ કરવા આતુર બની ચુકેલા, ભાઈઓ! તમે આ પ્રશ્નોના ઉત્તરોમાં પણ પ્રથમની માફક તેની તેજ 'અક્કલનો ઈસકોતરો' વાપરતા નહિ. તેવી મારી તમને નમ્ર ભલામણ છે.

તેમ તમારા દશ પ્રશ્નોમાં લખેલા બનાવટી પોઇંટોની જાળ મને પ્રભુ કૃપાથી બરોબર સમજાઈ ગઇ છે. પરંતુ તમારી અગાધ પોલીસી ભરેલી અક્કલની મને પુરી જાણ નહિ પડવાથી, તમારા માગેલા જવાબ આપ્યા પછી બીજા પ્રશ્ન હું પુછું છું. તેના જવાબ; ધર્મ તથા ગુરૂદ્રોહ તજી, ન્યાય બુદ્ધિથી આપશો. તેવી મારી માફક તમારી પાસે મારી માગણી છે. શાસ્ત્રરાહે જવાબ આપ્યા વગર, યાતો પીરાણે આવી, ગાદિ અગાડે ધર્મ માટે શાસ્ત્રાર્થ કરાવ્યા વગર જો તમો ધર્મની કે ધર્મગુરૂ કાકાઓ વગેરેની ટીકાઓ ભરેલા લેખો લખસો તો તેના જવાબદાર તમો યુવક મંડલજ છો. તેમ તમારે ખાસ સમજી લેવું.

(આ. ૧) નવ શિક્ષિત "સતપંથ શિષ્યમંડલ"–તમને શંકા થાય છે કે, કાકો કોણ છે પોતાના શિષ્ય જ્ઞાતિ મંડલમાં (સુખ શાન્તિ માટે) શું શું સુધારા તેમણે કર્યા છે વગેરે.

(જ. ૧) અગાધ યોગબલના, તથા દૈવી અંશના ભોક્તા, ને તેથીજ અનેકાનેક ચમત્કાર દેખાડી આપણા પૂર્વજોને શિષ્ય પરંપરામાં લેતા, ચમત્કારી આદ્ય પુરૂષની આજ્ઞા પ્રમાણેના સિદ્ધ કુલધર્મના સિધાન્ત ગ્રન્થ પ્રમાણે યથાસ્થિત વર્તન કરતા, તથા વિરક્તતાને ધરતા જે જે પુરૂષો છે તે આદ્યગુરૂના નાના ભાઈઓ એટલે કાકાઓ ગણાય છે. ને ગાદિના અધ્યક્ષ તે ધર્મગુરૂ કાકા મનાય છે. ધર્મગુરૂને જ્ઞાતિ સુધારવાની આવશ્યકતા શાસ્ત્ર પ્રમાણે

નથી; પરંતુ જ્ઞાતિ સુધારવાની વ્યવહારિક જરૂર જ્ઞાતિના આગેવાનોની છે. ગુરૂએ તો હમેશાં પોતાના શિષ્ય જ્ઞાતિમંડલને ધાર્મિક બાબતોનો બોધ આપવોજ યોગ્ય છે. કુલધર્મગુરૂની ફરજ માત્ર એટલીજ છે કે પોતાનો કુલધર્મ સંભાળવો, તથા શિષ્યમંડલને ધર્મચુસ્ત બનાવવા પ્રયાસ આદરવો. તેમ છતાં યુગના માનથી પરધર્મમાં જતા એટલે રૂપું તજી કલાઈમાં તથા મણી છોડી કાચમાં પ્રિતી જોડવા તત્પર બનેલાને ધર્મના સિધાન્તો બતાવી સ્વધર્મચુસ્ત બનવા બોધ મયી આજ્ઞા કરવી. એજ. તેમ છતાં હાલના ધર્મગુરૂ શ્રી લક્ષ્મણ કાકાએ તો શિષ્ય જ્ઞાતિમંડલ માટે ઘણા પૈસા ખરચી ઉતારાનાં ઉત્તમ સ્થાન, તથા તેમાં દરેક રીતની સગવડ મલે તેવાં અનેક સાધનો, વગેરે તથા પીરાણા સ્થાનની સગવડબંધ સાહિત્યના ભંડાર માટે એટલે શિષ્ય જ્ઞાતિમંડલના પરમસુખ માટે ઘણા દ્રવ્યનો વ્યય કર્યો છે. ને તે વાત દરેકને પ્રત્યક્ષ છે. તો પછીસુધારો કાંઈજ કર્યો નથીતેમતે કેમ કરી કહેવાય.

( **પ્રશ્ન ૧** ) પ્રિયબંધુઓ—કુલધર્મ તથા કુલધર્મ ગુરૂ તરફ શિષ્યોએ કેવું હૃદય રાખવું ? કેવી રીતે બોલવું ? તથા વર્તવું ? તેમ કોઇ વાત ગુરૂસ્થાનની યાતો ધર્મસ્થાનની કોઈની અગાડે, યાતો કોઈ પત્રમાં નિવેદન કરવી હોય તો કેવી રીતે કરી શકાય ? તેની તમને તલમાત્ર જેટલી પણ ખબર હશે કે ? તમે આદ્યગુરૂ શંકરાચાર્ય, ને તેમના શિષ્યોનો સંવાદ કોઈ વખત વાંચ્યો છે કે ? કદાચ વાંચ્યો હોય તો “ તેમનું ગુરૂ પ્રત્યે શિષ્યોના આચરણ સંબંધનું અર્થગૌરવ ” તમો બધા જે જે સમજ્યા હો; તેજ જરા જાહેરમાં મુકો ! તેમ ગુરૂ પ્રત્યે શિષ્યના વર્તનની બાબત પણ સશાસ્ત્ર લખો ?

( **આ. ૨** ) તમે મને કહો છો કે જ્ઞાતિના બંધારણની આપણને જરૂર છે. કાંઈ જગતના બંધારણની પરવા નથી. વાહરેવાહ !

( **જ. ૨.** ) આપણુ દરેકનો ખાસ જગત સાથે સંબંધ છે. તેમ જગતનો આપણા સાથે પણ સંબંધ માનીએ તો ખાસ

છે. કારણ કે " **હરિરેવ જગત જગદેવ હરિઃ** " પરમાત્મા એજ જગત ને જગત એજ પરમાત્મા. તો પછી પરમાત્માજ જગતનો બંધારણ કર્તા છે. તેની પ્રેરણા મુજબ અનાદિ કાલથી ચાલતા આવતા શ્રુતિ સ્મૃતિઓના ગ્રન્થ પ્રમાણોના જગત બંધારણમાં; આપણે તદનુસાર વર્તન સિવાય બીજી કાંઇ જરૂર નથી. રાગ, દ્વેષ, કામ, ક્રોધાદિના કારણથી ઘણી વધી પડેલી જ્ઞાતિઓમાં અનેકાનેક વ્યવહારો ધાર્મિક રાહે ચલાવા માટે જ્ઞાતિના આગેવાનોમાં પરમાત્મા વિશેષ રૂપે રહી જ્ઞાતિનું વ્યવહારિક તથા ધાર્મિક બંધારણ સખત રખાવે છે. આગેવાનો સારી રીતે સમજે છે કે એક અંગારો જેમ સો મણ જારને ખરાબ કરે તેમ એક જણ પણ મર્યાદા રહિત **પરધર્મમાં** જાય. તેથી આખી જ્ઞાતિને મહાન વાંધો વ્યવહાર માટે આવી પડે. તેથી મુગલાઈ સ્થિતિના આચરણવાળા પરધર્મ સ્વિકારનારાઓને વ્યવહારોથી દૂર કરી નાંખવા, તે જ્ઞાતિનું અસલ પ્રભુકૃત **બંધારણ** સાચવ્યા મુજબ છે. જ્ઞાતિનું **અનાદિ કાલનું બંધારણ** તોડી નાંખવા કુહાડાનું રૂપ લેનારાઓના ઉપરના જ્ઞાતિના આગેવાનોનો જે એક મત ઠરાવ; તે જુલમ ગણાતો નથી. તેમ તે અન્યાય રીતનું દુઃખ પણ શાસ્ત્ર રાહે ગણાતું નથી પરંતુ તે ઉદ્ધતાઈનું ફલ ગણાય છે. ( મનાય છે. )

( પ્રશ્ન ૨ ) કોને જગત સાથે સંબંધ નથી ? વળી મુગલાઈ સત્તાનું સ્વરૂપ વર્ણવી તો બતાવો ? આ " સતપંથ " પીરાણા અનાદિ કાલના અખંડ દીપજ્યોતિવાળા હિન્દુધર્મમાં તમે શું શું મુગલાઈપણું સાબીત કર્યું છે. તે જરા જણાવશો કે ? તેમ જ્ઞાતિના ઉત્તમ રીતે ચાલતા બંધારણને તોડી નાંખતા બે મર્યાદ માણસો માટે જ્ઞાતના આગેવાનો જે કરે તે શું અન્યાય ને જુલમ ગણાતો હશે કે ? તમે ન્યાયનું લક્ષણ સમજતા હોતો જાહેરમાં જરા ખુલાશાવાર સપ્રમાણ જણાવશો કે ?

( આ. ૩ ) મને તમે એમ કહો કે ! તમે લખ્યું છે કે ધર્મ તો મનની માન્યતાનો છે. કાંઈ જોર જુલમથી મનાવાનો નથી. છતાં?

( જ. ૩ ) અનાદિ કાલથી ધર્મ બહુજ ફાંટા ફુટાવાળો છે. તેનો છેડો કુલધર્મનિષ્ટ મહાન પુરૂષો સિવાય પુરેપુરો કોઈએ જાણ્યો નથી. હરદમ હરપળ ગુરૂમાંજ; તન, મન, ને ધન. સમર્પણ કરવું. કદાચ તન ( શરીર ) યાતો ધનસંપત્તિ આપણી પાસે ના હોય તો, મન તો ગુરૂ સેવામાંજ લીન રાખવું એટલે ધર્મગુરૂમય મનને રાખવું. હવે વિચાર કરો કે ગુરૂમય બનેલું મન કેવી રીતે પરધર્મમાં પ્રવેશ કરે. યાતો સ્વ ( કુલ ) ધર્મ તજી **પરધર્મની** માન્યતા મન ઉપર શ્રુતિ સ્મૃતિના તથા આપણા માન્ય ગ્રન્થોના વચનો પ્રમાણે તો આવેજ શાની. એટલાજ માટે ધર્મ મનની માન્યતાનોજ છે તેમ કહેવામાં આવ્યું છે. તેમ આપણા પૂર્વજોના સંસ્કારોથીજ આપણું મન પોષાયેલું છે. તેથી પૂર્વજોનું મન તેજ આપણું મન; મે તેમની માન્યતા તેજ આપણુ સર્વની માન્યતા ધર્મ માટે ગણાયજ. તેથી પણ ધર્મ મનની માન્યતાનો છે તે વાત સાબિત છે.

( પ્રશ્ન ૩ ) પોતાનો કુલધર્મ સંભાળવો, ને તેમાંથી વહી વંઠી જતાઓને, શાસ્ત્રોક્ત રીતે એટલે સામાદિ ઉપાયોથી કબજે રાખવા ખાતર જ્ઞાતિના આગેવાનો જે પગલાં ભરે તે શું હમેશાં સ્વાર્થજ ગણાતો હશે કે ? શું વાયુ ઈત્યાદિના યોગે ઉન્મત્ત (ગાંડા) બનેલાને કબજે રાખવા માટે જે જે પ્રયાસો શહેરના આગેવાનો કરે છે; તેમ કરાવે છે. તે બધા શું સ્વાર્થી ગણાતા હશે ? તે જરા તસ્દી લઈ જણાવો ? કદાચ આ કામના આગેવાનો સ્વાર્થી ન ગણાય તો જ્ઞાતિ તથા ધર્મના આગેવાનોને સ્વાર્થી કેમ કહેવાય ?

( આ-૪ ) સુધારો એટલે શું ? તેમ હિન્દુઓના ધર્મગુરૂ યવનો હોઈ શકેજ નહિ. આવો પ્રશ્ન તમોએ મને પુછયો છે. તે ખરેખર સીતાનું હરણ થયું તે તે હરણનું હરણજ રહ્યું; કે, સીતા થઈ શકયું ? તેના જેવો છે.

( જ-૪ ) હાલના ઘોર ( ભયંકર ) કલિયુગના સુસવાટાબંધ ચાલતા વાતાવરણમાં સપડાવાથી ( એટલે બુદ્ધિની ભ્રષ્ટતાથી ) કેટ-

લાએક પરધર્મને ચાહતા નૃવીર બંધુઓને હરકોઈ રીતે કુલધર્મમાં સ્થાયી થવા બોધ આપવો, અપાવવો, તેને સુધારો કહેવો; તેવો મારો હેતુ છે. સૈયદોનો તમે પુરાતની ઇતિહાસ વાંચો; એટલે સૈયદો અસલ કોણ હતા તે તમોને ખરી રીતે જણાશે. સૈયદોના અત્યાર સુધીના આચાર વિચારો આદ્યગુરૂના વચનો પ્રમાણેના છે. ને તે તો પ્રથમના ઇતિહાસ ઉપરથી બ્રાહ્મણો છે. તેમ મનાયજ છે. તમારા માનવા પ્રમાણે અમારૂં પણ માનવું છે કે; વારસાહકથી જે જે પદો પૂર્વજોના જેને તેને મલે છે. તે માનપ્રદજ ને શ્રેષ્ટ ગણવાં પડે છે. તેમાં કાંઈજ નવાઇની વાત મનાતી નથી. તેમ વિશેષપણું પણ ગણાતું નથી.

( પ્ર. ૪ ) વર્ણના ગુરૂ બ્રાહ્મણો ( દ્વિજ ) સિવાય હાલના સમયમાં જે તે રીતે શાસ્ત્ર તથા ધર્મભ્રષ્ઠ માણસો જનોઇઓ પહેરી. વૈદિક ધર્મ સ્વિકારે છે. તે કયા શાસ્ત્રના આધારે, તે પ્રમાણો સાથે જણાવશો કે ? તમે એવું ખાસ જાણો છો કે ! હિન્દુઓ કોઇ યવનો કરતાં બુરૂં આચરણ નથીજ કરતા, તેવું તમે કયાંય પક્કી ખાતરી નીતિથી કરી જાણ્યું છે કે કેમ, તે વિગતવાર જણાવો? તેમજ યવનોનુ તથા સુધારાનુ લક્ષણ બતાવો.

( આ, ૫ ) આસુરી ( રાજાની ) ને દૈવી ( ઈશ્વરની ) એવા ધર્મ બાબતમાં સત્તાના બે વિભાગો છે. તેમાં રાજસત્તાને મેં આસુરી સત્તા લખી છે. તેને તમો ભારે પડતા શબ્દોમાં ગણો છો. પરંતુ તેમ અવળું સમજવાનું નથી. પરંતુ તેમાં મારી સમજ નીચે પ્રમાણે છે.

( જ-૫ ) अनादिकालमारभ्य दैवासुरसमागमः ।
प्रति देहं प्रवृत्तोऽसौ सर्व प्राणिषु संगरः ॥

દેહપિંડમાં શુભવૃત્તિઓ-તે દૈવીસંપત્-દેવોની ગણાય છે-તેમજ દેહપિંડમાં જે અશુભ વૃત્તિઓ તે આસુરીસંપત-અસુરોની મનાય છે.

સંસ્કારરૂપે રહેલી આસુરી સંપત્ તો તેવા પ્રબોધકોના અનાયાસે મલવાથી પ્રથમથીજ પુષ્કળ વૃદ્ધિ પામે છે. ને તેવે રૂપે રહેલી દૈવી સંપત્ તો કોઈ મહાત્માઓના સત્સંગથી અને યોગ્ય પુરૂષ પ્રયત્નથી ને બહુધા પછી થકી યોગ્ય વયમાંજ વૃદ્ધિ પામે છે. "**दैवी संपदुपादेया पांडवानां जयाज्जनः । आसुरीसंपदाहेया धार्तराष्ट्र पराजयात** ॥ દૈવીસંપત્ મોક્ષ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન, શ્રદ્ધા, વિવેક, વૈરાગ્ય વગેરે. હવે આસુરીસંપત્ બંધ, મોહ, કામ, ક્રોધ, લોભ; મદ, રાગ, દ્વેષ, અવિવેકાદિ છે. પરંતુ **પાંડવોનો જય** દેખવાથી મનુષ્યોએ દૈવી સંપત્તિનેજ પોતાના મોક્ષમાટે ગ્રહણ કરવી. રાજા **ધાર્તરાષ્ટ્રાદિના પરાજયથી** વિચારશીલ બની દરેક પ્રાણિઓએ આસુરીસંપત્નો ત્યાગ કરવો એટલે કોઈએ સત્તાનો ગર્વ કરવો નહિ. યાતો સામા માણસને આસુરી સત્તાનો ભય દેખાડવો નહિ. કારણ કે આસુરી સત્તા બંધન કરતા છે. રાજાઓ પણ ગુનેગારો માટેજ આસુરી સત્તાનો વ્યય કરે છે. ને તે પ્રજાના ધર્મનેતા ગુરૂઓને તો પોતાની દૈવી સંપત્તિથી માન આપે છે. રાજાના દેહમાં દૈવી તેમ અસુરી બંને સત્તાઓનો સદા માટે પ્રજા રક્ષણના હેતુને લઈને વાસો છે. તેથી જે વખતે જેનો ઉપયોગ હોય છે. તેવું યોગ્ય આચરણ રાજાઓ "**नाराणांचनरेन्द्रोऽहम्**" કરે છે. કારણ કે પરમાત્મા કહેછે કે મનુષ્યોના રૂપમાં રાજા તે હું છું. છતાં તેવા તમે નવસભ્યો પરમપવિત્ર નામદાર કચ્છના મહારાજા મહારાવશ્રીસવાઈ બહાદુર જી. સી. આઈ. ઇ. નો ધર્મની બાબતમાં ડર બતાવો છો તે શું યોગ્ય છે ? શું જેને તેને તમારી ઉસ્તાદીનો ચમત્કાર આતો દેખાડતા હશો ? વાહરે વાહ ! ભાઈ આસુરી સત્તાનું બલ એકદમ અસર કરે છે. ને દૈવી સત્તાનું બલ તો તમે જેમ જેમ ધર્મ તથા ધર્મગુરૂ કાકાશ્રીની અવગણના જાહેરમાં કરતા જશો તેમ તેની અસર ધીરે ધીરે તમો સહકુટુંબને વિદિત થશે.

(પ્રશ્ન ૫) દૈવીને આસુરી સત્તાઓથી જય, તથા પરાજય, પ્રથ-

મના સમયમાં કોણ કોણ પામ્યા હતા ને તેમનું તે સંપત્તિઓના આશ્રયથી શું દશાઓ થઈ હતી. તે તમે જે જાણતા હો તે ટુંક ઈતિહાસ કૃપા કરી બતાવો ? તમારૂં ઈતિહાસીક જ્ઞાનનું અમને દિગ્દર્શન કરાવો ?

( આ. ૬ ) તમે મને પોલીસીથી પુછો છો કે, શું? કાકાશ્રી, લક્ષમણ; અભણ છે; તેથી તે ગાદિના લાયક નથી. ને તેવા કારણોથી તેમની ફેરબદલી કરવી એટલે તે વાત તમોને ગમે છે. વગેરે બાતો તમોએ તમારી ઉસ્તાદિનો ઇસકોતરો ખોલી બહાર પ્રશ્ન દ્વારાએ મુકેલીઓ છે. તેનો જવાબ.

( જ. ૬ ) હું સારી રીતે જાણું છું કે ધર્માધ્યક્ષ શ્રી લક્ષમણ કાકા અજ્ઞાન, કે મૂર્ખ નથી પરંતુ તે મહાન્ દક્ષને ધર્મગુરૂ ગાદિને લાયક છે. તેથી તેમની બદલી તો શું પરંતુ બાવા સાહિબ. તેમને ચીરાયુ રાખે એવી મારી ઇષ્ટ દેવ પાસે વારંવાર માગણી છે. તમો નવશિક્ષિત યુવકો જરા શાન્તિ પકડી વિચાર કરો કે ગાદિ ઉપર આવેલા પુરૂષમાં આદિપુરૂષની કૃપાથી, બુદ્ધિના મહાન ગુણો ઉતરે છે. ને તેથી તે સેવકોને ધર્મ બોધ ઘણીજ સારી રીતે આપી શકે છે. તેમ પોતાના આત્મા સાથે અસંખ્ય આત્માનું હિત પણ તે કરી શકે છે. પૂર્વના મહાન તપસ્વીઓ ને પુણ્યવાન પુરૂષોજ ગાદિ ઉપર આવે તે વાત સિદ્ધ છે.

( પ્ર. ૯ ) તમે; અભણ, અજ્ઞાન, તેમ મૂર્ખ કોને કહો છો તેની વિગતવાર ( શાસ્ત્ર પ્રમાણે ) લક્ષણો બાંધી મને સમજાવો ? તેમ બીજાને બોધ, યાતો આત્મ કલ્યાણ, વિદ્વાન માણસજ કરી શકે છે. તો પછી મહાત્મા તુકારામ, નરસિંહ મહેતો, મીરાં, શબરી, અજામિલ, વગેરે તથા તેવા અનેકાનેક પ્રભુ ભક્તો. કેટલા ચોપડા ચોપડીઓ ભણેલા ને તેમણે કઈ કઈ દિગ્રીઓ પાસ કરેલી ભાઇઓ તે તો જરા જણાવો ? ને પછી ગાદિપતિ કાકાશ્રીની તથા અન્ય કાકાઓની ટીકા તમે કરો, વાહ દ્વેષ ! વાહ ?

(આ. ૭) વળી તમે શિષ્ય, અને સેવકોના ધર્મનિષ્ટ મનને બગાડી નાંખી. એટલે હું ન જાણું તેવા, લોકોમાં બનાવટી દશ પ્રશ્નો; તથા જવાબ નહિ આપી શકયા તેથી નોટીસ, વગેરેનું ધાંધલ કરી દીધું છે. અસ્તુ ! ભાઈઓ તમે જવાનીયાઓ એમ કહો છે કે પીરાણે ગયેલી ભેટ રકમનો ગેર ઉપયોગ થાય છે. તે વાત કુતૂહલ જનક છે. છતાં જવાબ નીચે પ્રમાણે વાંચો.

( જ. ૭ ) મારૂં તો એમ કહેવું હતું કે. શઠ કે જે ધર્મ-સ્થાનનું પણ ભોગવવા, તથા ખાવા ઇચ્છે છે. તેમણે પણ જરૂરથી ધનનું દાન પીરાણા સતપંથને કરવું. કારણ કે સદાવ્રતાદિ ધર્મને; ધનની મદદ મલે તોજ સારો ( સત્ ) વાપર થાય. પીરાણે ગયેલી એક પાઈ પણ ગેરરસ્તે કોઈ પણ વખત વપરાઈ નથી. તેમ ખોટા વ્યયે વાપરાય તેમ પણ લાગતું નથી. તેથી તમારૂં લખવું માહિતી મેળવ્યા સિવાયનું તદન બનાવટી જેવુંજ છે. અસ્તુ.

( પ્ર. ૭ ) ધર્માદામાં પૈસા કાઢનાર; ને ધર્મસ્થાનને ધનથી પુરૂં ભરવા ઈચ્છા કરનાર અત્યારના સમયમાં કોણ કોણ હશે ? તથા પહેલાના સમયમાં કોણ હતા તે જણાવો ?

(આ. ૮) તમો બધા ત્રાસ અને ભયનાં લક્ષણો પુરેપુરાં સમજી ગયા હો. તેવી રીતે, કાકાશ્રીનાં નિતિ ભર્યાં આચરણોને પણ તમે પરાર્થ ઉઘરાણા ( ભેટ ) માટેના બોધને ત્રાસ કહો છો ? ને વળી તમારી જ્ઞાતિના બીજા ભાઇઓને ગરીબો કહી ઠંડી મસ્કરીઓ કરો છો તે શું ? તમો ધનવાન થયા તેથી. શું ? વાહ ! નિતિ ? વાહ.

( જ. ૮ ) જ્ઞાતિના ગઢેરાઓ, તથા ધર્મ ગુરૂ કાકાઓ, કોઇને પણ ત્રાસ આપતા નથી. માત્ર ધર્મની આણને; નહિ માનનારા-ઓને શાસ્ત્રોક્ત સામાદિ ઉપાયોથી સમજ આપે છે. તે ત્રાસ શાસ્ત્ર રાહે ગણાતો નથી. જ્ઞાતિનો માણસ જ્ઞાતિની અગાડે કોઈ ગરીબ હોતોજ નથી.

( પ્ર. ૮ ) ઘરમાં પુત્ર, સ્ત્રી, કન્યા, બેન, કે માતા, પોતાનો

ધર્મ ( ફરજ ) અદા ન કરે ને અવળે ધર્મે ( ફરજ સિવાય ) વર્તન કરે તો ઘરનો આગેવાન તેને ડર, ભય, કે ત્રાસ; બતાવતો હશે કે કેમ તે જણાવો ? તેમ ક્રૂર પ્રજા ને રાજા ત્રાસ આપે કે નહિ ? કદાચ રાજા; કે એક ઘરનો માલિક, ત્રાસ આપે છે, તો પછી જ્ઞાતિના આગેવાનો તથા ધર્મગુરૂઓ વહીવંઠી જતાઓની સાથે કેવી રીતે વર્તન રાખે તે જરા નમ્રતાથી સમજાવશો કે ? તેમજ જ્ઞાતિના ગરીબો કોણ હશે તે તાકીદે વિગતવાર જણાવો ?

( આ. ૯ ) ઉતારાના સારૂં ભવ્ય મકાનો, તથા જથ્થાબંધ સાહિત્યો, તથા પાણીનું ભોર પૂર્ત પુણ્ય લેનાર તથા સદાવ્રતાદિના નિયમને સારી રીતે સંભાળનારને કાંઇ કરતા નથી તેમ કહેનાર યુવક મંડલને તેનો ખુલાસો.

( જ. ૯ ) ધર્મગુરૂ કાકા લક્ષ્મણ કરમસીએ પોતાની શિષ્ય જ્ઞાતિ સંપ્રદાય મંડલ માટે દરેક રીતે બુદ્ધિબલના યોગે ઉત્તમ ધન મેલવી અમદાવાદમાં જબ્બર ઉતારાનું કે જેમાં દરેક વસ્તુઓ જથાબંધ મેલવી સગવડબંધ સ્થાન ઘણું ધન ખરચી બંધાવ્યું છે તેમજ ભોજન માટે ધાતુનાં પુરતાં ઠામોનો બંદોબસ્ત અસાધારણ દ્રવ્ય ખરચી કર્યો છે. તેમ પીરાણે પણ દરેક રીતની સારી સગવડ ભવ્યતા સાથેની તથા સ્થાનની મોટી ઉજરામણ દેખાય તેવી વ્યવસ્થા કરી છે. ભારે દ્રવ્ય વ્યય કરી પાકી સડકનું બંધારણ કરાવી અસંખ્ય મુગાં ને શક્તિહીન પ્રાણિઓનો આશિર્વાદ મેલવ્યો છે. તેમ મોટાં નગરોમાં પણ ન બની શકે તેવું પીરાણે ટાંકીથી અસંખ્ય પ્રાણિઓને તથા વાવેતરમાં પાણીનું સુખ કરી દીધું છે. તેવા બીજા પણ અનેક સુધારા કર્યા છે. તેમ સદાવ્રત વગેરે અનેક ધાર્મિક કૃત્યોમાં.દ્રવ્યનો ઘણો સારો ઉપયોગ કરે છે. તેથી હું તથા બીજા સુજ્ઞજનો કબુલ કરે છે કે પહેલાના કાકાઓ કરતાં પણ હાલના કાકાશ્રીએ સુધારો ઘણોજ સારો કર્યો છે. તેથી શિષ્યજ્ઞાતિસુખના પ્રયાસોમાં તેમની જરા પણ ખામી નથી. પછી તો જેની આંખમાં કમળો તે દરેકને પીળાં દેખે તેમાં આપણો શો ઉપાય પરંતુ દરેકે ઝીણી દૃષ્ટિએથી જોવાનો વિચાર રાખવો. એટલે ખરી વસ્તુ સ્થિતિ સમજાય.

( પ્ર ૯ ) તો પછી હવે તમે; ક્યા પ્રયાસોને સારા ને સાચા માનો છો તે જરા વિગતવાર જણાવશો ?

( જ. ૧૦ ) મોટા પુરૂષોની નિન્દા કરવી, યાતો ધર્મના દ્રોહી બની કુલધર્મની અવગણના કરવા તૈયાર બનવું અથવા તો ધર્મગુરૂના સંબંધમાં જેમ તેમ લેખ લખી મારવા વગેરે તમો ઉતાવળથી આદરેલાં કામોમાં વિચારશીલ બનજો. એટલે ( કિ. સ. ૨ ) વાંચો. **सहसा विदधितनक्रियामाविवेकः परमापदांपदं । वृणतेहि विमृष्य कारिणं गुण लुब्धा स्वयमेवसंपदः ॥** કોઇ પણ કામ એકદમ કરવામાં તેમજ અવિવેકથી કરવામાં એકદમ મોટામાં મોટી આપત્તિ આવી પડે છે. ને વિચારશીલ ગુણવાન પુરૂષોને લક્ષ્મી તેની મેતેજ આવી વરે છે. માટે પ્રિય શિષ્યો હું તમને ખાસ ભલામણ કરી શિખામણ આપું છું. કારણ કે તમે મને આગળ તથા પાછળ ખુબ માનનો મસકો લગાડી તમારી ઉસ્તાદિરૂપ કલમથી ઓપી તૈયાર કરેલો છે માટે, તેમ તમે કુલધર્મ તથા ગુરૂ તરફ અણુવિચાર્યે અવિવેક ભર્યું પગલું ભર્યું છે. તે મોટામાં મોટું સાહસ કર્મ કર્યું છે. છતાં પણ ગુરૂ દયાવાન છે, તેથી તમારૂં અહિત થાય તેવું પગલું કોઈને ભરવા દીધું નથી. માટે વિચાર કરવો તે ઠીક છે, વાંચો. ને ગંભીરપણાથી સમજો.

'સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ,
દેખો આ દૃષ્ટાન્તથી કહે કવિ સામળદાસ.

**साहस सर्वथावर्ज्यम्** '

દરેક રીતે સાહસનો ત્યાગ કરવો.

( પ્ર. ૧૦ ) એકદમ ક્રોધ, દ્વેષ, તથા લોભના આવેષમાં ઉતરી ધર્મદ્રોહ, ગુરૂદ્રોહ, તથા મહાન પુરૂષોનો તિરસ્કારરૂપ વધ, કરનારાઓ શાસ્ત્રરાહે કઇ કોટીમાં ગણાય છે તે શાસ્ત્રથી જણાવો ?

પીરાણે આવ્યા પછી મારા હાથમાં તમારા દશ પ્રશ્નો મલ્યા તેથી

તેના આશય સાથેના મેં આપેલા ઉત્તરો વાંચી લઈ; તેની નીચે દર્શાવેલા દશ સાધારણ પ્રશ્નોના જવાબ માન્ય ધર્મગ્રન્થના વચન પ્રમાણોથી દિવસ પંદરની અંદર તમારે મને આપવા. નહિ તો તમે સ્વ (કુલ) ધર્મદ્રોહી તથા ગુરૂદ્રોહી, ને ધર્મનિષ્ટ ભકતોને ત્રાસ તથા જુલમ આપનાર કુલધર્મ કંટક જરૂરથી લખાસો તેમાં યાતો બીજા કોઈ કુલધર્મ ચુસ્ત ભાઇઓ તમારી ગમે તેવી રીતેથી ટીકા; લખાણ આદિ ગમે તે કરે તેમાંની જરા પણ બાબતમાં અમો કાકાઓ જોખમદાર નથી; તેમ તમારે જરૂરથી સમજી લેવું; ઉપરના મથાળામાં કહેવા પ્રમાણે વર્તન કર્યા સિવાય. ધર્મ કે પીરાણા ધર્મના ગુરૂ કાકાઓ આદિ સંબન્ધમાં ટીકા ભર્યા લેખ લખશો યાતો બોલશો યાતો કહેશો તો તેના જોખમદાર તમો યુવક મંડળજ છો તે વાત ખાત્રીથી સમજવી. આવાં આચરણો માટે શાસ્ત્ર વચન વાંચો.

**त्रिविधं नरकस्येदं, द्वारं नाशनमात्मनः ।**
**काम, क्रोधस्तथा लोभस्तस्मादेत त्रयंत्यजेत् ॥**

નિરંતર આત્માના નાશ માટે કામ, ક્રોધ, તથા લોભ, એ ત્રણ નર્કનાં મહાન બારણાં છે તેથી મોક્ષ ઈચ્છનાર પ્રાણિઓ એ ત્રણનો તો દૂરથીજ ત્યાગ કરવો;

**“ ज्ञातिभिश्च समंमेलं कुर्वाणो नविनश्यति ”**

જ્ઞાતિની સાથે મેળ રાખનાર કોઈ પણ વખત નાશ પામતો નથી.

આ જવાબ પહેલાંની લેખી, મારી સહી વાળી નોટીસનો જવાબ તાકીદેથી આપશો કે જેથી મને સમજ પડે.

शान्तिः　　　　शिवम्　　　　शान्तिः

ज्योतिः

લેખક તથા પ્રકાશક,–**રામજી લક્ષ્મણ કાકા–પીરાણા.**

જગ્યાનો અવકાસ નહીં હોવા છતાં જાણીતા ને ગણાતા નવ યુવકોને વાંચવા યોગ્ય સુક્ષ્મપણાથી લખેલો દસ્તાવેજ કારજીથી વાંચો. વળી આપણા સતપંથ ધર્મના અનુઆયો તમો કચ્છ દેશના પીરાણા પંથી મુંબઇ નીવાસી યોગ્યાયોગ્ય સહી કરનાર ઓગણત્રીસ સંખ્યાવાળા બનેલા એટલે જેમ તેમથી ભેગા થએલા યુવક મંડલના આગેવાન પ્રમુખ ભાઈ રા. રા. કણબી રતનસી ખીમજી વીરાંણી વાળાને તથા યુવક મંડલના વીરોધમાં અમો કચ્છ દેશના તમારા જ્ઞાતી બંધુઓ તમારી ધર્મ વીરૂદ્ધતા તથા ગુરૂની નિંદા વિગેરે અનેક રીતે ધર્મને હાની પોચે તેવો તથા ધર્મનિષ્ટ બંધુઓના મનમાં કલેશ થાય તેવાં છાપાં છપાવી મારવાથી અમો બધા તમારા માટે એક મત થઈ અસાધારણ વીચાર કરવા એકઠા થયા હતા તેનો દસ્તાવેજ નિચે મુજબ છે તથા અમો એક મત થયાની સહીઓ ટુંકથી તમોને જાણવા ખાતર જાહેરમાં મુકીએ છીએ જગ્યાના અનવકાસથી સહીઓ ઘણી હોવા છતાં ટુંકાણમાં મુકીએ છીએ.

## કચ્છ દેશના સમસ્ત જ્ઞાતિ ભાઇઓનો પંચ કરાર.

(ઠરાવ) સંવત ૧૯૭૫ ના ભાદરવા સુદી ૯ શનીવારના રોજે ગામ શ્રી વીરાણી મોટી મચે કણબી જ્ઞાતિ પાંચાડા ત્રણે મલીને જે એક મતથી નિચે પ્રમાણે એકડા કરીએ છીએ. જે શ્રી ધર્મવીરોધ તથા નાત વીરોધ જે છાપાં છપાવેલ છે. મુંબઈના કણબી પ્રમુખ રતનસી ખીમજી તથા તેમના પેટાના જણ સર્વે કુલ ૨૯ ઓગણત્રીસ મલીને તે બાબતમાં જે નાતને ઇલાજ લેવો ઘટે છે તેમાં સર્વે જ્ઞાતિના નિચે સહીઓ કરનાર ભાઇઓને કબુલ મંજુર છે.

ગામ નેત્રાના.

પટેલ કરમસી શીવજી સહી
,, કાંનજી રણમલ સહી
,, અરજણ જીવરાજ સહી
મુખી અબજી હીરજી સહી

દા. પટેલ કરમસી સવજીના ઘણીના કહેવાથી.

પટેલ નાથા માડણુ સહી
,, વસરામ રામજી સહી
,, રૈયા હરજી સહી

દા. પટેલ કરમસી સવ-જીના ધણીના કહેવાથી.

ગામ માનકુવા.

પટેલ સોમજી વાલજી સહી
,, રામજી દેવજી સહી
,, રાજા સોમજી સહી
,, પુજા નાથા સહી
મુખી સવજી અખેઈ સહી

દા. પટેલ રાજા સોમજી ધણીના કેવાથી.

ગામ વથોણુ.

પટેલ જેઠા હીરજી સહી
,, પ્રેમજી વાલજી સહી
,, સવજી ખીમા સહી
,, જેઠા પચાણુ સહી
,, લખુ માના સહી
મુખી કાનજી હરજી સહી

દા. મુખી કાનજી હરજી ધણીના કેવાથી.

ગામ ખુંભડી.

પટેલ સવજી નથુ સહી
,, નાથા નાનજી સહી
મુખી ડાહ્યા કાનજી સહી

દા. પટેલ કરમસી સીવજી ધણીના કેવાથી.

ગામ મથલ.

પટેલ લખુ દેવજી સહી
,, નાનજી પુજા સહી
,, માવજી નાનજી સહી
મુખી માવજી રતના સહી

દા. પટેલ કરમી સીવજી ધણીના કેવાથી.

ગામ રસલીઆ.

પટેલ મનજી હરભમ સહી
મુખી ગંગાદાસ ખેતા સહી

દા. પટેલ મનજી હરભમ ધણીના કેવાથી.

ગામ દેસલપર.

પટેલ ખેતા કાનજી સહી
" માવજી રામજી સહી
" ગોપાલ પબા સહી
" કરમસી લધા સહી
" સવજી પચાંણુ સહી
} દા. પટેલ ખેતા કાનજી ધણીના કેવાથી.

ગામ કાદીઆ.

પટેલ કચરા સવજી સહી
" સવજી કરમસી સહી
} દા. પટેલ મનજી હરભમ ધણીના કેવાથી.

ગામ ધણુલી.

પટેલ અબજી દેવજી સહી દા. પટેલ મનજી હરભમ ધણીના કેવાથી.

ગામ કાદીઆ.

પટેલ સોમજી લધા સહી દા. પટેલ મનજી હરભમ ધણીના કેવાથી.

ગામ રવાપર.

મુખી દેવસી લધા સહી દા. પોતે.
પટેલ સવજી લધા સહી
" માવજી વીરજી સહી
} દા. પટેલ દેવસી લધા ધણીના કેવાથી.

ગામ અંગીઆ.

પટેલ પ્રેમજી ખેતા સહી
" અરજણુ અખઈ સહી
" વાલજી ખેતા સહી
" ગોપાલ ખેતા સહી
મુખી વાલજી મનજી સહી
} દા. પટેલ પ્રેમજી ખેતા ધણીના કેવાથી.

ગામ નખત્રાણુા.

પટેલ સવજી જેઠા સહી
" કચરા હંસરાજ સહી
" મનજી સવજી સહી
} દા. પટેલ પ્રેમજી ખેતા ધણીના કેવાથી.

| | |
|---|---|
| ,, લાલજી કચરા સહી<br>મુખી ખેતા સોમજી સહી<br>મુખી કરસન પચાંણુ સહી | દા. પટેલ પ્રેમજી ખેતા ધણીના કેવાથી. |

પટેલ માના વસરામ સહી દા. પોતે.
,, કાનજી લધા સહી દા. પોતે

ગામ કોટડા.

| | |
|---|---|
| પટેલ હીરા લાલજી સહી<br>,, પચાંણુ પરબત સહી | દા. મુખી સવદાસ ગોપાળ ધણીના કેવાથી. |

મુખી સવદાસ ગોપાળ સહી દા. પોતે.

ગામ સાયરા.

| | |
|---|---|
| મુખી ખીમા જીવરાજ સહી<br>પટેલ ખેતા વસરામ સહી | દા. પટેલ સાંમજી લધા ધણીના કેવાથી. |

ગામ ધાવડા.

પટેલ જેઠા ગોપાળ સહી દા. પોતે
,, માના કચરા સહી દા. પટેલ જેઠા ગોપાળ ધણીના કેવાથી.

ગામ દેવપર.

| | |
|---|---|
| મુખી ધનજી ખેખા સહી<br>પટેલ અણજી ભીમજી સહી<br>,, મનજી રાજા સહી | દા. પટેલ જેઠા ગોપાળ ધણીના કેવાથી. |

ગામ આદસર.

મુખી નાનજી વાલજી સહી દા. પોતે.
પટેલ નાનજી માવજી સહી દા. પોતે.

ગામ ભડલી.

| | |
|---|---|
| પટેલ રાજા વાલજી સહી<br>,, લાલજી જીવા સહી | દા. પટેલ પ્રેમજી ખેતા ધણીના કેવાથી. |

ગામ આનંદપુર.

| | |
|---|---|
| મુખી લધા ધનજી સહી<br>પટેલ સવજી હરજી સહી | દા. પટેલ જેઠા લધા ધણીના કેવાથી. |

ગામ પલીવાડ.

| | |
|---|---|
| પટેલ લાલજી દેવજી સહી<br>,, રતના કાનજી સહી | દા. મુખી જેઠા લધા ધણી કેવાથી |

ગામ મગવાણા.

| | |
|---|---|
| પટેલ પેથા મનજી સહી<br>,, હીરજી ખીમા સહી<br>,, કરસન લધા સહી | દા. પટેલ હીરા ખીમજી ધણી કેવાથી |
| મુખી ખીમા જેઠા સહી<br>પટેલ રતના નાનજી સહી | દા. પટેલ લધા નાનજી ધણી કવાથી |

ગામ કરબોઇ

| | |
|---|---|
| પટેલ જસા સવજી સહી<br>,, નાનજી હીરજી સહી | દા. પટેલ ખીમા જેઠા ધણી કેવાથી |

ગામ લોડવા

| | |
|---|---|
| પટેલ રવજી લાલજી સહી<br>,, સવદાસ સવજી સહી<br>,, કરસન લખુ સહી | દા. પટેલ રવજી લાલજી ધણી કેવાથી |

ગામ દેસલપર.

| | |
|---|---|
| પટેલ મનજી પેથા સથી<br>,, હંસરાજ દેવસ સહી<br>મુખી વીરજી માધા સહી<br>પટેલ કરસન હીરજી સહી | દા. પટેલ જેઠા ગોપાળ ધણી કેવાથી |

ગામ વીરાણી ગડવાળી.

પટેલ હંસરાજ લધા સહી દા. પોતે
મુખી ખેતા માવજી સહી દા, પોતે

ગામ કોટડા.

| | |
|---|---|
| પટેલ વસરાંમ લાલજી સહી<br>,, કાનજી માવજી સહી | દા. પટેલ પ્રેમજી પૂજા ધણી કેવાથી |

ગામ થરાવડા.

મુખી પ્રેમજી પુજા સહી દા. પોતે

ગામ ખીડાઇ.

પટેલ ખીમજી ઊકેડા સહી દા. પટેલ પ્રેમજી પૂજા ધણી કેવાથી

ગામ કલ્યાંપુર

મુખી કેસરાની સહી<br>
પટેલ નાગજી લધા સહી } દા. પટેલ મનજી ધણી કેવાથી

ગામ આણુદસર મજલવારી.

પટેલ રતના નાનજી સહી<br>
મુખી સવજી પાંચા સહી } દા. પટેલ હીરજી ખીમા ધણી કેવાથી

મુખી પ્રેમજી લધા સહી દા. પટેલ ગોવીંદ વસતા ધણી કેવાથી

ગામ ડજાપર.

પટેલ કાનજી ભીમજી સહી દા. પોતે

,, માવજી કાનજી સહી દા. કાનજી ભીમજીના ધણી કેવાથી

ગામ મૌ.

મુખી ખીમા પ્રેમજી સહી દા. પોતે

ગામ સામપોર.

પટેલ હીરજી રતના સહી<br>
મુખી ખીમા નાથા સહી } દા. પટેલ હીરજી ખીમા ધણી કેવાથી

ગામ ભીભાપર

પટેલ દેવસી કાનજી સહી દા. હીરજી ખીમા ધણી કેવાથી

ગામ ભેરઈઆ

મુખી પેથા નાનજી સહી<br>
પટેલ ખેતા કરમસી સહી } દા. પટેલ પ્રેમજી પેથા ધણી કેવાથી

ગામ મુમઈમોરા

મુખી સામજી નાગજી સહી<br>
પટેલ કાનજી જીવા સહી<br>
,, રતના દેવસી સહી } દા. પટેલ પ્રેમજી પુજા ધણી કેવાથી

ગામ રાજપુર.

પટેલ કરશન કેસરા સહી દા. પટેલ પ્રેમજી પૂજા ધણી કેવાથી

ગામ દરસડી.

પટેલ કાનજી અરજણુ સહી
,, નાનજી વાલજી સહી
} દા. પટેલ પ્રેમજી પૂજા ધણી કેવાથી

ગામ લખમીપર

પટેલ વસરામ કચરા સહી દા. પટેલ પ્રેમજી પૂજા ધણી કેવાથી

ગામ વીરાંણી મોટી

પટેલ રાજા પોબા સહી દા. પોતે
ભગત રાજા પબા સહી
મુખી સવજી જસા સહી
પટેલ ક્રરમસી વીરજી સહી
} દા. ડાહ્યા ભાણુજી ધણી કેવાથી

મુખી રતના હીરજી સહી
પટેલ અભજી કરમસી સહી
,, કાનજી લાલજી સહી
,, કરમસી માવજી સહી
,, ડાહ્યા ખેતા સહી
} દા. પટેલ પ્રેમજી ખેતા ધણી કેવાથી

ગામ દઆપર.

પટેલ દાના ડાહ્યા સહી
,, લાલજી સવજી સહી
મુખી ભોજા ભીમજી સહી
પટેલ હીરા મનજી સહી
} દા. પટેલ રામજી રતના ધણી કેવાથી

ગામ સીઓત.

પટેલ કેસરા અખઇ સહી દા. રામજી રાજા ધણી કેવાથી.
,, રામજી રાજા સહી દા. પોતે.

ગામ ધારેસી

પટેલ જેઠા રાજા સહી
,, પેથા મનજી સહી
} દા. પટેલ રામજી રતના ધણી કેવાથી

ગામ અકરી.

પટેલ દાના ધનજી સહી દા. રામજી રતના ધણી કેવાથી
,, રામજી રતના સહી દા. પોતે.

ગામ દોલતપુર

પટેલ જીવા લધા સહી
,, કાનજી ગોપાળ સહી
} દા. રામજી રતના ધણી કેવાથી

ગામ વીરાણી કેરાવાળી.

પટેલ વાલજી વીરજી સહી દા. રામજી રતના ધણી કેવાથી

ગામ ઘડાણી.

મુખી દેવજી કેસરા સહી દા. રામજી રતના ધણી કેવાથી

ગામ ઘડુલી.

પટેલ હરજી હરભમ સહી
,, ડાહ્યા ભોજા સહી
} દા. પા. મનજી હરભંમ ધણી કેવાથી
,, પરબત ખીમા સહી દા. પોતે.

ગામ અઇઅર.

પટેલ માંડણુ વસરામ સહી
મુખી મેઘજી રામજી સહી
} દા. પટેલ રામજી રતના ધણી કેવાથી

ગામ તેજાલા.

મુખી ભીમજી માડણુ સહી દા. પોતે.

ગામ રતડીઆ.

પટેલ પેથા લાલજી સહી
મુખી ગોપાલ સવજી સહી
પટેલ ગોપાલ ધરમસી સહી
} દા. પટેલ પેથા લાલજી ધણીના કેવાથી.

ગામ ઉઘેડી.

પટેલ અરજણ રૂડા સહી
,, લાલજી સવજી સહી
,, અરજણ નારણ સહી
} દા. પા. પેથા લાલજી ધણી કેવાથી

વગેરે કચ્છ જ્ઞાતિ સમસ્ત ભાઇઓ અસ્તુ ?

---

 ૭૮૬ 

## કુલધર્મના સંસ્થાપનના અર્થે.
## કુલધર્મ ભ્રષ્ટોના વિનાશાર્થે.
## કુલધર્માવલંબીઓના પરિત્રાણાર્થે.
## પરમાત્મા કહેછે કે હું યુગે યુગે આત્માને સરજુછું.

---

જ્ઞાતિમાં સંપ કરો સંપ રાખો—ટેક.
હાંરે જે કોઈ સંપ તજીને સુખ માગે,
તેના ઉંઘેલા શત્રુ જાગેરે. જ્ઞાતિમાં૦ ૧
હાંરે તજી સંપ લડાલડી આવે,
તેમાં તુર્ત ત્રીજાને ફાવેરે. જ્ઞાતિમાં૦ ૨
હાંરે જે કોઇ વિવિધ લક્ષ્મી સારૂં લડતા,
લક્ષ્મી ખોઇને હવે રહ્યા રડતારે. જ્ઞાતિમાં૦ ૩
હાંરે તજી હઈડે વિચારી નહિ જોશો,
ખરેખાત છે હાથમાં તે ખોશોરે. જ્ઞાતિમાં૦ ૪
હાંરે તમે ટંટા ધરમના ટાળો,
જે અસલથી છે તે ધર્મ પાળોરે. જ્ઞાતિમાં૦ ૫
હાંરે છળ દગા કપટ દો છોડી,
પૂર્ણ ધર્મની વાત પંણ દો છોડીરે. જ્ઞાતિમાં૦ ૬
હાંરે કોઈનું સારૂં દેખીને શીદ દાઝોરે ?
તેમ તેને બુરાડી મારવા ન બાઝોરે. જ્ઞાતિમાં૦ ૭
હાંરે તમે પક્ષપાત વિનાની વાતમાં ભાગ લેજો,
પણ ધર્મ આડે નવ આવોરે. ભાઇઓ જ્ઞાતિમાં ૮

---

જુઓ અન્તુજો દરેકની ઘરેલી અવગણના દરગુજર કરવા સમજ્ય છીએ.

એમાં મહાસત્યનું બિન્દુ લટકતો જો નહીં કસર મહીં છે.

---

અમદાવાદ—પીરમશાહરોડ ઉપર ધી નિર્મળ પ્રીન્ટિંગ પ્રેસમાં,
લકલુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.